# ગુજરાતી ત્રીજી ચોપડીનો

## અર્થ.

કવિતાની સમજુતી તથા કે-

ટલાક બીજા વધારા સાથે.

છપાવી પ્રગટ કરનાર

જગંનાથ રામચંદર.

મુંબઈ:

જગમિત્ર છાપખાનામાં છા૦ પ૦ કે૦

સને ૧૮૮૪ ઈ૦ સંવત ૧૯૪૦ વિ.

કીમત ૩ આના.

૨૩૫૬ ૨૩૫૫



# ગુજરાતી ત્રીજી ચોપડીના અર્થ.

| | | |
|---|---|---|
| ના-નામ. | વિ-વિશેષણ. | અ-અવ્યય. |
| સ-સર્વનામ. | ક્રિ-ક્રિયાપદ. | કૃ-કૃદંત. |

## પાઠ ૧ લો.

ત્રાગ (ના) કટકા.
આળસ (વિ) સુસ્ત, એદી.
ડાઘીયો (વિ) ડાઘવાળો.
 ડાઘેલ, (કુતરાનુ નામ.)
પાલવવું (ક્રી) બોલવું, પરવડવું.
મુરખો-બેવકુફ, અણઘડ.
રમતીઆળ (વિ) જેનો રમત-
 માં જીવ ઘણો તે, નાદાન.
પરવડવું (ક્રિ) બોલવું, પાલવવું.
ઓરો (અ) આમ, આણીત-
 રફ, અહીંઆં.
ચોકી (ના) પેહેરો, ચોકશી.
મૂકયો-મેલીયો, બેસાડયો.
દર (ના) મોહું, બાકું, કાણું.
ચકલી (ના) મોટી ચલ્લી.
પંખી (ના) પાંખવાળાપશુ, પક્ષી.
ચારો (ના) ઘાસ, તંબલાં વગેરે.
ધણી (ના) શેઠ, માલીક.

## પાઠ ૨ જો.

ઝબવાણો-ઝાંખો, વીલો.
મચ્યાં-મંડયાં, વળગ્યાં.
જીવતર (ના) જીવવું, જીંદગાની.
લાગલું (અ) તરત, પાધરૂં.
તાકીદ-ઝડપ, ઉતાવળ.
તવરાસ (ના) કુરસદ.
મન-દિલ, ચિત્ત, હૈયું [લ.
વિચાર (ના) મનસુબો, તોલ, ખ્યા

સરખાં-જેવાં, બરાબર.
નકામા (વિ) કામ વગરના, કામથી પરવારેલા, નવરા.
જનાવર (ના) ચોપગાં પશુ, જનવર, હેવાન.
કામ-ધંધો, રોજગાર.
જગત-દુનીઆ, પ્રથ્વી.
ઠોઠ (નામ) મુરખ, અણઘડ.
વલે (ના) હાલ, હવાલ.
પસ્તાવો (ના) ખેદ, અફસોસ, દલગીરી.
ફેરવીને (ક્રિ) બદલીને.

### પાઠ ૩ જો.

સદાચરણ (ના) સારી ચાલ, સારા આચરણ, સારી રીત.
પહેલ (અ) પહેલાં.
સહેલ (અ) સહેલી રીતે.
વાણ (ના) વાણી, મધુર શબ્દ.
જન (ના) માણસ, સજ્જન.
કોપવું (વિ) ગુસ્સે થવું, રીસે ભરાવું.
જનમ-જીંદગાની, દેહ.
મીઠી (વિ) સારી, મધુર.
ડાહ્યો (વિ) શાણો, સમજુ, સમજણવાળો.

(કવિતાની સમજુતી.) (૧).

જે માણસ જગતમાં જનમીને પેહેલ વહેલાં સારી રીતથી ચાલવું એવું જે સમજે, તે સહેલથી સુખ પામે. (૨) જે માણસ જાણીતી વાતો કર્યા કરે, ને મોઢેથી મીઠા શબ્દ બોલે, તેમ બીજા ઉપર ગુસ્સો કરે નહીં, તેને ડાહ્યો જાણીતો સમજવો.

### પાઠ ૪ થો.

વગડાઊ (વિ) રાની, જંગલમાંની.
ડાંસ-મચ્છર, મગતરાં.
ટુંકા (વિ) નાના, બટકા.

ધાર (ના) વેહેતી કોરણ.
જબરૂ (વિ) જોરાવર.
જોરાવર (વિ) મજબુત.
પછવાડે - પાછલી તરફ.
વળેલાં (વિ) મરડાયલા.
કોરે (ના) બાજુએ.
કઠણ (વિ) મજબુત.
વાળ (ના) બાલ, નીમાળા.
ઓછા (વી) થોડા, ઝીણા.
હીંડે છે (ક્રિ) ચાલે છે.
ડીલ (ના) શરીર, અંગ.
તળાવ (ના) નાનું સરોવર.
નર (ના) ભાયડો, મરદ.
હળ (ના) જમીન ખેડવાનું લોઢા નું અણીદાર હથીઆર.
પોચી (વિ) નરમ.
પૂરી પડે (ક્રિ) બર આવે, ફાવે, સામી થાય.

---

## પાઠ ૫ મો.

ગાળાગાળી - ગાળોબાજી.
સ્વભાવ (ના) ખાસીઅત, મીજાજ, પ્રકૃતિ.
સજા (ના) શીક્ષા.
દંડ (ના) ગુન્હાની બદલે રૂપીઆ લેવાની શીક્ષા.
રાજકુંવર (ના) રાજાનો છોકરો, રાજપુત્ર.
શિક્ષા (ના) સજા, દંડ.
વડાઈ (ના) મોટાઈ.
અણસમજુ (વિ) સમજણ વગરનો, નાદાન.
યાદ રાખવું (ક્રિ) હીમ રાખવું, ભુલી ન જવું.
સાર (ના) સારૂં, મતલબ.
નઠારો (વિ) ખરાબ, ભુંડો.
ગરીબ (વિ) પૈસા વગરનો, નિર્ધન, રંક.

ફરીયાદ (ના) અરજ, રાવ.
કચેરી (ના) દરબાર, રાજસભા.
ફેસલો (વિ) છેક, મુકરર કરેલો.
બંધીખાને (ના) કેદખાને.
ઘટેતેવી (વિ) જોઈયે તેવી લાયક.
માફ (ના) જવા દેવું, ક્ષમા.
વચન (ના) સુકન, વેણ.
કુંવર (ના) છોકરો, રાજપુત્ર.
વેળા (ના) વખત, સમે.
જવાદઉં (ક્રી) માફ કરૂં, છોડીદઉં.

પાઠ ૬ ઠો.

ભાખતા (વિ) કહેતા, બોલતા.
જશ (ના) માન, કીર્તી.
બાળકી (ના) છોકરી.
તોલ (ના) વક્કર, ભારબોજ, આબરૂ.
ભુંડા (વિ) ખરાબ, દુષ્ટ.
ભુંડું (ના) નઠારૂં, ખરાબ શબ્દ.
ખોટી (વિ) નઠારી, નકામી.
જગ (ના) જગત, દુનીઆ.
મુરખ (ના) બેવકુફ, ઠોઠ.
જાણવી (ક્રિ) સમજવી.
દુખીઓ (વિ) હેરાન, દુખી.
બોલ (ના) શબ્દ.
બાળક (ના) છોકરો.
નક્કી (અ) ખચીત, નીશ્ચે.
નાર (ના) બાઈડી, બઈરી.

(કવિતાની સમજુતી.) (૨.)

ભુંડા લોકો મોંમાંથી નઠારા શબ્દ બોલીને, લોકોની નઠારી ગાળો ખાય, એવા મોટા બેવકુફોની જગતમાંથી આબરૂ ઓછી થાયછે. (૧) જે માણશ નઠારા શબ્દ બોલે, ને સામા માણસને ગાળ દે ને પોતે ખાય, તેને અણઘડ સમજી લેવો. તે આગળ જતાં બહુ હેરાન થાય. (૨) માટે જે છોકરી કે

છોકરો જેવોબોલ બોલશે, તેવાજ લોકોમાં તેનો ભારવ-
ક્કર વધશે. (૩).

## પાઠ ૭ મો.

દેશ (ના) મુલક.
ચાલ (ના) ધારો, રીત.
રીતભાત (ના) રીત, રસમ.
સુરવાળ–સાંકડી ઈજાર.
ચોરણો (ના) ટુંકો લેંધો.
પહેરવેશ (ના) પોશાક. પહેરે-
  વાંલુગડાં.
મારવાડી (ના) મારવાડનારેહેવાસી.
સુમટો (ના) માથાપર ઓઢેલો
  છેડોઓપર આગાડીરાખવો
  તે, ૧ (ભાગ).
ધોતીઆં (ના) પોતીઓ.
દક્ષિણી–દક્ષિણદેશનારેહેવાસી.
સાહેબલોક (ના) ગોરાલોક, અં
  ગરેજલોક, ટોપીવાળા.
જઈરાં (ના) બાયડીઓ.
ઘાઘરા (ના) ઘેરવાળો ઝૂલ-
  તો ચણીઓ.
બોલી (ના) ભાષા.
ફેર (ના) તફાવત, ફરક.
ભાકર (ના) રોટલી.
રોટી (ના) રોટલી.
હબસી (ના) સાદી.
ગોરી–સફેદ, ઉજળી.

## પાઠ ૮ મો.

સંઘરો (ના) એકઠું, ભંડોળ,
  છત, શીલક.
કણ (ના) રચકણ, કણી.
સંગ્રહ (ના) એકઠું.
રૈયત (ના) પ્રજા.
સંઘાત–સોબતી, સાથે.
દુકાળ (ના) મોંઘવારી, અનાજ
  પાણીનમળે એવો વખત.

| | |
|---|---|
| કોઠાર (ના) દાણા ભરી મુકવાનો ઓરડો કે લાકડાનો ખાનો. | ચંદી (ના) દાણો, અણા. |
| | વિના (અ) વગર, શિવાય. |
| હેરાન (અ) દુખી. | દુબળાં (વિ) નબળાં, મુડદાલ. |
| મુકાળ (ના) મોંઘવારી. | જોર–શક્તિ, બળ, કસ. |
| પ્રધાન (ના) વજીર, કરતો હરતો. | કારણ (ના) સબબ, લેદા |
| પોપડો (ના) પડ. | દેખાડ્યું (ક્રિ) બતાવ્યું. |
| ગંજઓ (ના) ઘાસના મોટા ઢગલા. | ડાહાપણ (ના) ચતુરાઈ. |
| ખાણ (ના) અનાજ ભરી મુકવાને જોય તળીઆની પેઠે કુવાળે વાકરેલા ખાડા. | વસે (ક્રિ) રહે. |
| | સંપે–સંપથી, હળીમળી. |
| | સદા (અ) રોજ, નિત્ય. |
| અચરજ (ના) નવાઈ. | સર્વ (વિ) સગળા, બધા. |

(કવિતાની સમજુતી (૭.)

કીડી જરા કાંઈ રચકણ પડી હોય તે પણ એકઠી કરે, એવી એ જનાવરની જાત જુઓ, કે બધી સાથે સંઘાતથી કેવી સદા હળીમળીને રેહે છે.

---

## પાઠ ૯ મો.

| | |
|---|---|
| છાએડો (ના) શીળો. | અસલ (અ) આગાઊનું, જુનું, પેહેલું. |
| વડવાઈ (ના) વડના લાંબા લટકતાં દોરા. | ઘટા (ના) રચના, છાયા, (ઝાડનું ફેલાવું તે). |

કાબર (ના) કલકલ, અવાજ કરતું કાબરૂં પક્ષી.
ટેટા (ના) વડનાં ફળ.
આરામ (ના) સુખ, ચેન, વિશ્રામ.
ઈમારત (ના) ઉંચી બાંધણીનું ઘર, હવેલી.
થડ (ના) ઝાડનો વચલો ગોળ ભાગ.
ડાળાં—ઝાડની શાખા થડમાંથી ફુટેલી મોટી ડાળી.
ફાંટા (ના) ડાળામાંથી ફુટેલા દોરીઓ જેવાં લટકતાં મુળ.
લટકે છે (ક્રિ) ટીંગાય છે, લડબડે છે.
ભોંય (ના) જમીન, ધરતી.
મૂળ (ના) જડ.
ઓળખતાં (કૃ) પીછાનતાં.
પાદડાં (ના) પાતરાં.
ફેલાય છે (ક્રિ) પસરે છે, પથરાય છે.
પશુ—ચોપગાં જનવર.
રોપ્યું (ક્રિ) વાવ્યું.

## પાઠ ૧૦ મો.

વીંછી (ના) ઝેરી જીવડો.
ડંખ (ના) ચટકો.
આંકડો (ના) ઝેરી કાંટો.
વિખ (વિ) ઝેર, સોમલ.
કપાયેલું (કૃ) વઢાયેલું.
ચિપીયા (ના) પકડવાનાં પાંખીયાં.
ચુસવું (ક્રિ) સોસવું, ચુસવું.
ચાંદી (ના) ફેલ્લો.
સુઝેલું (ના) સુઝી આવેલું, ચડી આવેલું.
ઝેરી (વિ) વીખવાળો.
ભીંત (ના) દીવાલ, કરો.
ફાટ (ના) ચીરો, તડ.
ટાઢક (ના) ઠંડક.
ઉતાવળે (અ) ઝડપથી.
પીઠ (ના) બરડો, વાંસો.
દુઃખ (ના) આપદા.

ઉપાય (ના) ઈલાજ.
ઈજા (ના) દુઃખ, વીપત્ત.
મળે (ક્રિ) લભે, એકઠું થાય.
અવગુણ (ના) નુકશાન, ગેર-
ફાયદો, બીગાડ.
સંભાળીને (કૃ) સાંચવીને, તપા
સીને.
ફીકર-ચિંતા, સોચના.

## પાઠ ૧૧મો.

છોડીઓ (ના) છોકરીઓ.
વીલાયત (ના) અંગ્રેજ લોક-
નો દેશ.
ખબરદાર (વિ) હોંશીઆર.
સુખી-સારા, સુખીઆરા.
સરખી-બરાબર, જેવી.
વાહાલી (વિ) પ્યારી, હેતવાળી.
જરાએ (અ) સગારે.
રોતી (કૃ) રડતી.
કજીઓ (ના) કંકાસ, ટંટો.

સમજાવીને (કૃ) પટાવી ફો-
સલાવીને.
ઢોર (ના) ચોપગાં જનવર (મૂર્ખ)
મોટપણે (ના) મોટી ઉમરે.
બાયડીઓ (ના) બઈરીઓ,
સ્ત્રીઓ.
લાયડ (ના) મરદો માટીડા.
ગાંડી (વિ) ઘેલી, નાદાન, ફૂ-
ણસમજુ.

## પાઠ ૧૨મો.

અવાજ (ના) સાદ, સોર.
પાંજરું (ના) પીંજરું, પક્ષીને રે-
હેવાસારૂ બનાવેલું સળીઆ
જડેલું જાળી જેવું ગોળ.
પાળવું (ક્રિ) પાષવું, રક્ષણ કરવું.
અર્થ (ના) માએની, મતલ-
બ, સ્વાર્થ.
દીઠો (કૃ) જોયો.
માળો (ના) પક્ષીનું રેહેવા-

જુ ઠેકાણું.
ફળ (ના) જાંબુ, કેરી, દાડમ, જામફળ વગેરે લીલો મેવો.
જુદાં (વિ) વેગળાં, છુટાં.
અનાજ (ના) ધાન્ય, દાણો.
મરજી (ના) ઈચ્છા, ખુશી.
સમજે (ક્રિ) જાણે.

પાઠ ૧૩ મો.

અતોલ (વિ) ઘણોજ, જેનો તોલ નહીં તે.
પ્રીત-હેત, પ્રીતી, માયા.
કાંટલો (ના) ગળપટો.
સુણતાં (કૃ) સાંભળતાં.
નમણું (વિ) નમેલું.
ધાક (ના) બીક, ડર.
મનુષ્ય (ના) માણસ.
અંગ (ના) શરીર, દિલ.
અથાગ (વિ) ઘણોજ, જેનો થાગ નહીં.
મીઠાં (વિ) સારાં, મધુર.
ઉપજે-થાય, પેદા થાય.
હરખ (ના) ખુશી, સંતોષ.
કોટે (ના) ડોકે, ગળે.
ધારે (ક્રિ) માને.
હેત (ના) પ્યાર, આહા.
કોય (વિ) કોઈ ગમે તે-એક.
કાગ (ના) કાગડો.

(કવિતાની સમજુતી). (૪).

પોપટ પાંજરામાં બેઠો બેઠો મધુર શબ્દ બોલે છે, તે તેઓ સાંભળે છે તે સઘળાના મનમાં ઘણીજ ખુશી પેદા થાય છે. (૨) એની ડોકે કાળો કાંઠલો છે, ને નમેલું રાતું નાક છે; તેમ શરીરે બધો લીલા રંગનો છે, ને ધણીની ધાક

માનેછે. (૨) માણસને તે મીઠું મીઠું બોલે છે. તેથી તેના પર હેત ઘણું આવે છે; માટે ઘણા લોકો હેતથી પોપટ પાળે છે. પણ કાગડાને કો પાળતું નથી. (૩)

**પાઠ ૧૪ મો.**

વચન (ના) શબ્દ, સુકન.
અસર—ફળ, પરીણામ.
માન (ના) આબરૂ, ઈજત.
નવાઈ (ના) અચરતી.
અવકાર (ના) આદરમાન.
નીવડવું (ક્રિ) નીકળવું, ઉઠવું.
ઠગાઈ (ના) લુચ્ચાઈ, ખંધાઈ.
વાઘરી—શીકારી, પારધી.
વડવાડ (ના) લડાલડી.
લુચ્ચાઈ (ના) ઠગાઈ, ખંધાઈ.
માઠું (ના) ખરાબ, નઠારું.
તપાસ (ના) તજવીજ, તલાસ.
સોબત (ના) સંઘાત.
શીખામણ (ના) ફાયદાનીવાત.
કદી (અ) કોઈ વખત પણ.
ભુલવી (ક્રિ) વીસરવી.

**પાઠ ૧૫ મો.**

કણબી (ના) હીંદુની એક જાત. (ખેતીનો ધંધો કરનાર.)
તન (ના) કાળજી, ચેટક, ધ્યાન.
ધન (ના) દોલત, પૈસો.
અંતકાળ (ના) મરવાનો વખત.
પુંજી (ના) દોલત, ગાંસડો, દલ્લો.
લાચાર (ના) લોલ, ગળકો.
ખેતી (ના) ખેતીવાડીનું કામ.
દીકરા (ના) છોકરા.
વિચાર્યું (ક્રિ) ધાર્યું.
ડોસે (ના) ઘરડો માણસે.
કેડે (અ) પછી, પુઠે.
આખું (વિ) બધું, તમામ.
વાવ્યા (ક્રિ) રોપ્યા.

નીપજ (ના) પેદાશ, પાક, આવક.
ઉપજ્યો (ક્રિ) પેદાથયો, નીપજ્યો.
જોરૂજશું (વિ) જોઈએતેવું, સાચું, બરાબર.

પાઠ ૧૬ મો.

કોણ (સ) ક્યા સખસે?
કીરપાળ (વિ) મેહેરબાન, દયાળુ.
સુંઘવાને—વાસ લેવાને.
પેદાકરવું (ના) જન્મ આપવો, નીપજાવ્યું.
બનાવ્યું (ક્રિ) નીપજાવ્યું, કર્યું.
ઝાલવાના (વિ) પકડવાના.
સઘળું (વિ) બધું, તમામ.
ઈશ્વરે (ના) પરમેશ્વરે.
કર્યાં (ક્રિ) બનાવ્યાં, પેદાકીધાં.
ભલાં (વિ) સારાં વાજવીરાહે ચાલે એવાં.
કોપશે (ક્રિ) ગુસ્સે થશે.
દેખતાં (ક્રુ) જોતાં.
જાળવે (ક્રિ) સાંચવે, તપાસીરાખે.
રખવાલી (ના) બરદાસ, જાળાસ, તપાસ.

પાઠ ૧૭ મો.

ગાંમ (ના) જ્હાંકે થોડાક ઘરની વસ્તી હોય તે.
શેહેર (ના) જંહાંકે મોટાંમોટાં છોબંધને હારબંધ ઘરો હોય તથા સારાં સારાં મોટાં ચૌટા હોયતે.
છોબંધ (વિ) છોથી બાંધેલાં છોનાં.
કોટ (ના) શેહેરને ફરતી આસપાસ બાંધેલી મોટી છોની દીવાલ.
જથો (ના) ટોળું, ઝોકડો.
અડચણ (ના) હરકત.
હારબંધ (વિ) એક પછી એક સાથે આવેલા.

સેહેજ (અ) થોડી મેહેનતે.
જનાવર- જાનવર, પશું.
દરવાજા- મોટાં બારણાં.
જવલ્લે (અ) કોઈ વખત, કદાચ.
બીક (ના) ધાસ્તી, ધાક.
પાસેપાસે (વિ) સોડેસોડે, અડોઅડ, નજીક.
ફળીઉં (ના) શેરી મોહોલ્લો.
ગામડું (ના) જહાં કે ઝુપડાં જેવાં થોડાક ઘરની વસ્તી હોય તે.
કસબો (ના) ઘણા લોકનું મોટું ગામ.
ચૌટાં (ના) મોટાં બજાર.
હાટ (ના) બજાર, દુકાન.
પેસવાનો (વિ) જવાનો, આવવાનો.
ઝાંપો (ના) લાકડાં સાથે કાંટા, કરાંઠી વગેરે બાંધી લઈને બનાવેલું બારણું.
પેસનીકળ (વિ) આવજા.

## પાઠ ૧૮ મો.

ઈંદ્રીઓ (ના) શરીરના લાગ (આંખ, નાક, જીભ, કાન, ચામડી.)
આકાર (ના) ઘાટ, ચેહેરો.
ધબાકો (ના) અવાજ.
માલમ પડવું (ક્રિ) જણાવું.
વાસ (ના) સોડમ, સુગંધ.
મીઠો (વિ) ગળ્યો, મીઠાસવાળો.
લીસી (વિ) સાફ.
સ્વાદ (ના) ચાખવું તે, જરા મોંમાં નાખી તપાસવું.
મઝાની (વિ) સારી, તોફા.
નાંખી (કૃ) ફેંકી, નાખી.
સમજે (ક્રિ) ધ્યાનમાં લેવો.
ટાડું (વિ) ઠંડું.
ઉનું (વિ) ગરમ.

## પાઠ ૧૯ મો.

આંગણું (ના) બારણું, બા-

રણા આગળની નગો.
ચોખું (વિ) સાફ, સ્વચ્છ.
કોહોવાણ (ના) કોહોવાડો.
રળીઆમણું (વિ) શોભાવનું,
શારૂં.
મંદવાડ (ના) ગોળવાડો.
જીવજંતુ (ના) જીવડાં, જગતરાં.
એંડવાડ (ના) એંઠાં, વાસણને
માં રાંધ્યું આધું હોય તે.
ગંદા (વિ) ગોળા.
ગંધ (ના) ખરાબવાસ, નઠારી
ગંધ, બદબો.
લાજપાલો (ના) લાજી પાતરાં.
માંદા (વિ) આળરી, બીમાર,
કાહેલી.
લાજ (ના) શરમ, એબ.
તાવ (ના) તપત, બોખાર.
નીપજ— પાકે, પેદા થાય.
ગંધવેડો— દુર્ગંધનો ઢગલો.

સાફ— ચોખું, સ્વચ્છ.
વેગળો (વિ) આઘે, દુર.
બાપડા (વિ) બીચારા.
ચોખાઈ (ના) સુઘડાઈ.
ગુણ— ફાયદો, ખાશીયત.
છોડ (ના) છોડવો, રોપો.
છુટ— જગ્યા, મોકળાસ.

## પાઠ ૨૦ મો.

ચીર (ના) કપડાં, કીમતીલુગડાં.
આપ (ના) આરશી.
મધપૂડો (ના) મધમાખનો પૂડો.
વાન (ના) દેદાર, રંગ.
રચે (ક્રિ) બનાવે, ગોઠવે.
સજ્જન— સારા માણસ.
માપ (ના) ભરતપરમાણું.
ચોક— ખાબ, મોટો ચોકડી.
શરીર (ના) દીલ, અંગ.
રૂડો (વિ) સારો, મઝાનો.
દેખાએ (ક્રિ) જણાએ.

શુદ્ધ—બરાબર,ખરેખરી. | ચીત (ના) મન, ધ્યાન.

## (કવિતાનીસમજુતી). (૫).

આપણે બધી નખરો ચોખી રાખવી, ને લુગડાં પણ ચોખાં (ધોએલાં) પેહેરવાં, વળી ઘરને ચોક પણ ચોખાં રાખવાં, કે જેથી આપણું શરીર સદા સુખી રહે. (૧) જુઓ કે મધમાખી મધપૂડો બરાબર માપ રાખી બનાવે છે, તેમાં કંઈ ડાઘા કે ખોડ ખાપણ કશું આપણ દેખતાં નથી, તે આરશી જેવો સાફ બણાવે છે. (૨) ચોખા રેહેવાથી આપણું મન ખુશ રેહેછે ને તેથી શરીરનો દેદાર વધે છે, વળી ચાર સારા આબરૂદાર માણશ બેઠેલા હોય તેમાં ચોખાઈએ કરી (ધોએલાં સાફ લુગડાં પેહેરેલાં હોય તો તેથી) હરકોઈ માણસને ઘણી આબરૂ મળે છે (૩)

---

### પાઠ ૨૧ મો.

સુંવાળી—પોચી, નરમ.
નાળ (ના) લોઢાની મેખમારીને પગે જડવાના ગોળ પાટા.
નક્કર (વિ) સંગીન.
બરાડે છે (ક્રિ) આરડે છે.
મજલ (ના) ખેપ, ટપ્પો.
નિરદય (વિ) ઘાતકી.
ફલંગો (ના) કુદકો.
ખોંખારે છે (ક્રિ) હણહણે છે, સણસણે છે. [હ૯.)
સીમ (ના) ખેતી (ખેતરની
ભેગો (અ) સાથે, એકઠો.
ચરે છે (ક્રિ) ઘાસ ખાય છે.
વાળ (ના) બાલ, નીમાળા.
છેડે (ના) નાકે.

ગાઊ (ના) કોસ.
બોજે (ના) ભાર.
વેહેછે–જમેછે, ઉપકે છે.
ચાકરી (ના) બરદાસ, બાનાન્સ, સેવા.
માયા–હેત, ચાહેના પ્યાર.
ચાહે (ક્રિ) પ્યાર રાખે.

## પાઠ ૨૨ મો.

કાતર (ના) બેડકા.
વટેમાર્ગુ (ના) રસ્તે જતી, મુસાફર, પંથી.
સંગીન (વિ) નક્કર, મજબુત.
કસુકા–ઠળી આક બીઆ.
ચીકણું (વી) ચીક વાળું-ચોટે એવું. જબરૂ.
ગીચોડા (ના) ઠળીયા.
ચોખંડા (વિ) ચોડા, ચારે બાજુએ સરખા.
ફોરૂ (ના) ટીપુ.
ખાટો (વિ) ખટુમડો.
ખટાસ (ના) ખાટો સ્વાદ, ખાટા સ્વાદની ચીજ.
ચોમાસુ (ના) વરસાદની મોસમ.
વરસે છે (ક્રિ) આવે છે.
બારેમાસ (ના) આખુ વરસ.
ખપ (ના) જરૂર, અગત્ય.
રોજ (અ) નિત્ય, સદા.

## પાઠ ૨૩ મો.

અક્કલ (ના) બુદ્ધિ, સમજ.
ઘણેરી (વિ) ઘણી.
નેક (ના) ટેક, મોટાઈ.
માહાલે (ક્રિ) મોજ કરે.
વિશ્વ (ના) જગત, પ્રથ્વી.
તસુ (ના) બે આંગળ.
માતા (ના) મા, માજ.
વિખ્યાત (વિ) નામીસુ.
નવ (અ) નહીં, ના.
તાત (ના) બાપ, પિતા.

મોજ—મઝા,ચેનબાજી. | પર—પારકુ.
શાણા—ડાહ્યા,સમજુ. | ઠામ(ના)ઠેકાણું જગો.
દીકરી(ના)છોકરી. | કેરો(અ)નો,તણો.
નિત્ય(અ)રોજ,સદા. | સામળ(ના)એકમોટોકવિથઈગ[યો.

(કવિતાનીસમજુતી).(૬).

માને છોકરી (આમલીનું ઝાડને તેનું ફળઆમલી) નું એક નામ બુદ્ધિથી જાણ્યું,તેનું તો ઘેરે ઘેરેને વળિરોજેરોજ સારા વિવેકથી કામ પડે છે, તેમાંમાંતો એકની એકજ જગોએ રહે છે એક તસુ પણ ચાલતી નથી,પણ તેની છોકરી તો બધે દેશો દેશ ભલી રીતે મોજ કર્યાં કરે છે,વળીજુઓકે તે છોકરીનો છોકરો (ચીચોડો) તે માનો બાપ થાય છે, ત્યારે સામળદાસ કવિ કેહે છે કે તમે ચતુર નર સમજી લેજો એ તો બધી પથ્વી વીષે પ્રખ્યાત છે (એટલે આમલીના ઝાડની છોકરી આમલી,તેનો છોકરો ચીચોડો—રોપ્યાથી પાછું આમલીનું ઝાડ થાય છે, ત્યારે એ પ્રમાણેચીચોડાથીઆમલીનુંઝાડનીપજ્યુંતોતેઝાડનોબાપકેહેવાય)

પાઠ ૨૭ મો.

આટલું (ના) આરસી. | (દીવસે દેખાય અને રાતે જેનું નહી દેખાય તે.)
રતાંધળો(વિ)રાતેઆંધળો, | પોપચું(ના)આંખનું ઢાંકણ.

ભમ્મર(ના)ભવાં,આંખનાપોપ-
ચાંઉપરકમાનનાજેવાબાલછેતે.
ખાબવું(ક્રિ)ખટકાવવું.
રજ(ના)ધુળ,રજકણ.
છાજલી(ના)છજ્જુ,છાજડી.
સારે છે(ક્રિ) કરે છે.
પાંપણ(ના)આંખનાપોપ-
ચાસાથેવળગેલાબાલ.
જણસો-ચીજો,વસ્તુ.
ખરેખરો(વિ)ખરોખર.
જતન(ના)બરદાસ,સાચવણી.
ઝીણી(વિ)બારીક.
કાણો(વિ)એકઆંખેઆંધળો.
દયા(ના)રેહેમ,મીઠી નજર.
સાજી(વિ)સારી.
પરમેશ્વર-મોટોઈશ્વર.
પાડ-ઉપકાર,આભાર.

પાઠ૨૫મો.

કપાસ-રૂનાં નાનાં ઝાડ.
કહેવત-કહેતી,કહાણ.
ઘાટ(ના)ડોળ,આકારં.
બળતણ(ના)બાળવાનીલા-
કડાં,સરપણ.
ભાખરી(ના)ઘઉંના લોટની-
જાડી રોટલી.
કાંતવું(ક્રિ)લાંબાતાંતણાકરવા.
લટકતાં(કૃ)ટીંગાતાં.
કુંભાર(ના)મટોડીનાવાસણ
બનાવનાર.
વણવું-લુગડું બનાવવું.
ધાન્ય-અનાજ,દાણા.
કાજે(અ)વાસ્તે,માટે.
તૈયાર(અ)હાજર,તરતકામ-
માં આવે એવું.
કશું-કાંઈપણ,જરાએ.

પાઠ૨૬મો.

ધરતી(ના)જમીન,ભુમી.
થોક(ના)જથો.

| | |
|---|---|
| ઓઢવા (ક્રૂ) શરીર ઢાંકવા. | શીરીતે—કેમ, કઈ પ્રકારે, ઈત્યાદિ. |
| ખાંતે (ના) ખુશીથી. | |

## (કવિતાની સમજુતી) (૭)

ખાવા અને પેહેરવા ઓઢવાને પરમેશ્વરે આપણને શરીર આપેલું છે, હવે તે વડે જો મેહેનત કરીએ, તો તેમાંથી રાતા પીળા રંગ (જે જોઈએ તે) મળે. (૧) જમીનમાંથી અનાજ-તો બધું જથા બંધ થાય છે. પણ જો તે જમીનને ખુશીથી-ખેડે નહીં તો ખાવાનું શું થાય (અનાજ કેમ પાકે?) પણ તે-મ કરવાને આપણને ઈશ્વરે તેના ઈલાજ આપેલા છે પણ કોહો વાસણ અને વાળવાના લાકડા વિના રંધાય શી રીતે? (૩).

---

### પાઠ ૨૭ મો.

| શબ્દ | અર્થ |
|---|---|
| હાલ (અવ્ય) હમણા. | સરસ (વિ) સારા, મજના. |
| વખત (ના) વેળા, સમય. | અર્થ (ના) સ્વાર્થ, મતલબ. |
| પરઘેર (ના) પારકે ઘેર. | કાં (અ) કેમ? કોણ? |
| શણગાર (ના) શરીરને શોભે એવાં, લુગડાં, ઘરેણાં | ચાકરી (ના) નોકરી. |
| | પેર (ના) રીત, પેઠે. |

## (કવિતાની સમજુતી). (૮).

માટે હે ભાઈ તે (બળતણને વાસણ) તું સૈઆર-

બનાવકે કાંતો તને બીજો કોઈ કરી આપે, કે ત્યારે તારા સ્વાર્થનું (પોષણને વાસ્તે) તે વખતે થાય. (૧) ઝાડ ઉપર લુગડાં લટકતાં કાંઇ તૈયાર નથી, પણ જો કપાસ વાવી તે પરથી રૂ ઊતારીને તેને કાંતીને વણે તો મઝાનો પેહેરવાનો પોશાક બને. (૨) માટે ગમે તે રીતે ઘેર કે પારકે ઘેર (દેશાકે દેશાંતર) મેહેનત જો કરે, તો ચાકરી કરતાં ભાકરી સારી રીતે પામે. (મેહેનતનો બદલો પરમેશ્વર તેને આપે). (૩).

પાઠ ૨૮ મો.

દાન (ના) ધર્મ, ખેરાત.
આપદા (ના) ફીકર, ચિંતા.
આંતરડી (ના) આત્મા, જીવ.
પરોપકાર (ના) પરકલ્યાણ, પારકા પર ઉપકાર.
પુણ્ય (ના) ધર્મદાનનું આશિષ.
આશિષ (ના) આશીરવાદ, સારી દુવા.
વાપરવું (ક્રિ) વાપરવું, ખરચવું.
સુમ (વિ) બખીલ, કંજુસ, કસરીઓ, મખીચુસ.
કૃપણ (વિ) કંજુસ.
સંઘરી (કૃ) એકઠું કરી.
મુદલે (અ) જરાએ, લગરીકે પણ.
નારાજ (વિ) નાખુશ, દલગીર.
ગજ (ના) ગુંજાસ, શક્તિ.
લેખે (ના) ઠેકાણે, સારામારગે.
ગરીબગરબાં (વિશે) ગરીબ લોકો, લાચાર, અનાથો.
દુનીઆં (ના) સંસાર આલમ, પૃથ્વી.
જશ (ના) માન, આબરૂ.
વાવેલું (વિ) રોપેલું.
ફોકટ (અ) નકામું.

નકામું (વિ) કામવગરનું, સેકટ.
કંગાલ (વિ) ગરીબ, અનાથ, ના
ચાર.
મજુરી (ના) વૈતરૂં, વેઠ.

પાઠ ૨૯ મો.

સાચ (ના) સાચવટ, સાચીવાત.
દેશાઈ (ના) જગીરદાર. વતન
વાળો માણસ.
ઉઠ્યાં (ક્રિ) નીકળ્યાં.
દાખલ (ના) ઉદાહરણ, દૃષ્ટાંત.
ચપુ (ના) ચાકુ, છરી.
ગમ્યો (ક્રિ) પસંદ પડ્યો.
રૂપીઆ (ના) સોળઆનાની-
કીમતીનો રાણીની છાપનો
શીક્કો.
છૈયાં (ના) છોકરાં જયાં.
લેખણ (ના) કલમ.
વખાણ્યો (ક્રિ) પસંદ કર્યો.
ગમ્યો (ક્રિ) પસંદ પડ્યો.
વેહેલો (અ) જલદી.
કાપ (ના) ચીરો.

પાઠ ૩૦ મો.

સાચાબોલું (વિ) ખરાબોલુ,
સતવાદી, સતબાદી.
ધીરજ (ના) સબુરી, શાંતી.
ગભરાવું (ક્રિ) અકળાવું, બીવું.
ગાભરા થવું.
ફાડી (ક્રિ) ચીરી.
બીત્યા (ક્રિ) ચીખ્યા, બીજવાયા.
છાતી (ના) હૈયું, મન.
ચાંપીને (કૃ) દાબીને.
વાહાલું (વિ) પ્યારૂં, હેતવાળું.
વાંક (ના) તકસીર, ગુનો.
અજાણતાં-ઓચિંતાં.
ઝટ (અ) જલદી, તુરત.

પાઠ ૩૧ મો.

સંકટ (ના) દુઃખ, આફત.
ઓડ (વિ) ફલરાં (સો, લાજે.

પરલોક (ના) પારકા લોક, દેવલોક

હોડી (ના) સડવાળો મોટો મછવો, નાનું વાહાણ.

સિંધુ (ના) દરિઓ, સમુદ્ર.

રાજ (ના) અમલ હાકમી ગાદી, રાજ્ય.

શુભ (વિ) સારૂં, મંગળીક.

સહીએ (ક્રી) ખમીએ, સહન કરીએ, વેઠીએ.

દિનરાત (ના) રાતને દાહાડો.

સદા (અ) રોજ, નિત્ય.

સરે (ક્રિ) થાય, બને.

ઉપાય (વિ) ઈલાજ.

નક્કી (અ) ખચીત, નિશ્ચે.

## (કવિતાની સમજુતી). (૯).

આપણા પર જે દુઃખ આવી પડે, તે સહન કરીને બરાબર સાચી વાત કહેવી ને બીજા લોકમાં સુખ લઈએ (સાચું બોલેથી સુખ મળે) અને તેથી રાતને દાહાડો સુખી રહીએ (૧). સાચું બોલવું એ સદા સારૂં છે, જુઠું બોલવાથી ઘણું દુઃખ આવી પડે છે; માટે તમે હજારો ઉપાય કરી જુઓ, પણ સુખ તો સાચા થીજ થાય છે. (૨) સાચું બોલવાથી સદા આપણું કામ થાય, પણ જુઠું બોલવાથી કદી થાય નહીં; કેમ કે જુઓ કે કાગળની હોડી બનાવીને તે દરીઆમાં મુકે તેથી દરીઓ તરાતો નથી તેમ જુઠું બોલવાથી આપણું કામ કદી થવું નથી. (૩)

## પાઠ ૩૨ મો.

હેઠાં (ના) સેંઠાં.

કાતરવું (ક્રિ) કાતરવતી કાપવું.

બાજરીઓ (ના) ઉનનું પેહે

રવા ઓઢવાનું લુગડું.
કામળો (ના) ધુમાળો.
ભરવાડ—ઘેટાં ચરાવનાર.
શેનો (વિ) કઈ ચીજનો?
દીઠાં (કૃ) જોયાં.
નિમાળા—બાલ, વાળ.
ઉન (ના) ઘેટાનાં બાલ.
કામળીયો (ના) નાના ધુમાળા.
ટાઢ (ના) ઠંડ, હીમ.
બીચારાં (વિ) બાપડાં, ગરીબડાં.
ઉનાળો—તાપની મોસમ.
એશીવાય (અ) એ વગેરે, એથી બીજા.

પાઠ ૩૩ મો.

ઝરવું (ક્રિ) વેહેવું, ટપકવું.
લીંબોળીએ (ના) લીમડાનાં ફળ.
રોગ (ના) મરજ, વ્યાધી.
પોપટીઆ (વિ) લીલા પોપટ જેવા રંગના.

પેટી (ના) નાનો પટારો.
રાયણ (ના) લીંબોળીના જેવો લીલો મેવો.
ગળી (વિ) મીઠી.
વીજ (ના) ઝેર, સોમલ.
ઓસડ (ના) દવા.
ઠેકાણે (વિ) જગોએ.

પાઠ ૩૪ મો.

ધાન્ય (ના) અનાજ.
ડુંડું (ના) કણસલું.
ઊંબી (ના) ગઊની કુંડી.
પૈસાદાર (વિ) તાલેવંત, માતબર, ધનવાન.
કડબ (ના) જાર બાજરીનાં લાંબા સાંઠા.
કણસલું (ના) ડુંડું.
પુળ (ના) કડબના ભારા.
બાજરીઊં (ના) બાજરીનું કણસલું.

વવાય (ક્રિ) રોપાય.
જાર (ના) જુવાર.
શિયાળો-ટાઢનીમોસમ.
સાંઠા (ના) અનાજનાઉભારોરા
ઢોર-ચોપગાં જાનવર.
મસળેછે (ક્રિ) ચોળેછે.
દળીને (કૃ) લોટકરીને.
લોટ (ના) આટો.

પાઠ ૩૫ મો.

તલસરા-તલની શીંગ.
શેરડી (ના) ગળીયારસનો સાંઠો.
શીંગ (ના) ફળી.
જવ (ના) એકજાતનું ધાન્ય.
કઠોળ (ના) મગ, ચણા, વાલ, વટાણા, અડદ, ચવળીવગેરે ધાન્ય.
ડાંગર (ના) સાત.
પોપટા (ના) ચણા ફળી.
સર્વે (વિ) સઘળા, બધા.

(કવિતાની સમજુતી). (૧૦).

બાજરીના ડુંડામાં બાજરીને કણસલામાંજુવારજે-ઈએ (થાઅછે), તેમ ક્યારડામાંથી ઘઊં, ડાંગરને જવ એત્ર-ણે થાયછે. (૧). તલ છે તે તલનાં જીંડવામાં થાયછે, ને કઠોળ એટલે વાલ, વટાણો, મગ, વગેરે શીંગોમાંથી થાયછે. તેમ ચણા ચણાફળીમાં થાયછે, ને શેરડીમાંથી સાકર અને ગોળ થાય છે. (૨) ચોમાસાના ચાર મહીના એટલે (આશાડ શ્રાવણ, ભાદરવો ને આસો) એમાં જુવાર, બાજરી તૈયારથાયછે. ને શીઆળામાં (કારતક, માગસર, પોસને માહા) એ

ઘઊં ને ચણા થાય છે. (૩)

## પાઠ ૩૬મો.

ધરતી– જમીન, ભુમી.
કીલ્લા (ના) ઊંચાગઢ, બુરજ.
નાળાં (ના) વહેતો ઝરોના
નીનીક નદી.
મરડીયા (ના) છો પેકવવાનાં
ધીબા.
પાહાડ (ના) મોટાઊંચા સાથે
જેડા અને લાંબા ગએલા ડુંગરો.
લુગડાં (ના) કપડાં.
તરસ (ના) સોસ.
મટાડે છે (ક્રિ) દુરકરે છે, હોલવે.
ખેતર (ના) અનાજ તથા ઘાસ
પાકે છે તે જગો.
કાંઠે (ના) કિનારે.
એકાએક (અ) એકદમ ઉતાવળે.

## પાઠ ૩૭મો.

રાન (ના) વન, જંગલ.

માણેક (ના) કિમતી જવાહિર.
અનેક (વિ) ઘણાં, બહુ.
જમરૂખ (ના) જમરૂખ.
પદાર્થ (ના) ચીજ, વસ્તુ.
જંબુ (ના) એક જાતનું ઠળીયા
વાળું ફળ.
હીરા (ના) ખાણમાંથી નીકળ
તો એક જાતનો કીમતી પદાર્થ.
વન (ના) રાન જંગલ.
સરખી– સપાટ, પાધરી.
ધાતુ (ના) સોનું, રૂપું, ત્રાંબું, ક-
લાઈ વગેરે.
તપેલી (ના) પાતેલી.
લોટા (ના) કળશિઆ.
લોટીઓ (ના) કળશીઓ.
પાળીઓ (ના) ચપુઓ, છરીઓ.
જાતર (ના) તરેહ, રીત.

## પાઠ ૩૮મો.

સેવા– ચાકરી, બરદાસ.

જંપવું (ક્રિ) સુખે બેસવું, ઠરવું.
દાઝ (ના) દયા, રેહેમ.
જન્મ (ના) જીંદગાની, અવતાર.
ઉછેરતાં (કૃ) મોટાં કરતાં.
પજવતાં (કૃ) દુખ દેતાં.
સંસાર—દુનિઆં, પૃથ્વી.
હેતવાહાલ (ના) પ્યાર.
સુખીઉં (વિ) સુખીઆઉં, સુખી.
દુઃખીઉં (વી) દુઃખીઆઉં, દુઃખી.
વેદના (ના) દુઃખ, પીડા.
ચડાવવું—કબુલ રાખવું.

પાઠ ૩૯ મો.

ગુણ—ઉપકાર, આભાર.
અવસર (ના) વખત.

ટગમગ (અ) ડગમગ, હાલ્યા વિના.
અમાપ (વિ) ઘણો, જેનો માપ નહીં.
ઘડી (ના) ૨૪ મીનીટ, ૬૦ પળ.
બરદાસ (ના) સંભાળ.
ઉમ્મર (ના) વય, જીંદગી.
દાસ (ના) ચાકર, સેવક.
ટકતો (ક્રિ) થોભતો, ઠરતો.
ખાજ (ના) ખાવાનું.
લેશ (વિ) જરા, જરાપણ.
વેઠીને (કૃ) ખમીને.
ઉપકાર—ગુણ, આભાર.
સમે (ના) વખતે, વેળા.

(કવિતાની સમજુતી) (૨૧).

જ્યારે બચ્ચું નાનું હતું તે વખતે તેનો પગ ધુજતો રેહેતો નહીં. અને ખાવાનું પણ બરાબર ખવાનું નહીં. તેમ પોતાની મેળે ઊઠી શકાતું પણ નહીં. અને મનમાં જરાએ લાજ શરમ હતી નહીં. (૧) એવા વખતે બચ્ચાંપર માંબાપે દયા આણી, ને દુઃખ પોતે

વેઠીને તેને સુખ આપ્યું,એ આલાર બચ્યાં ઉપેરમાબાપનો- મોટો છે·(૨)કોઈ માણસ એવે વખતે જેરોજ બે બે ગડીચા- કરી કરે તો ચાકરી કરાવનાર આખી જીંદગી સુધી તેનો દાસ થઈને રહે·(૩)

---

## પાઠ ૭૦ મો·

બાવળ(ના)બાવળનું લાકડું, બાવળના લાલી·

શૂળ(ના)કાંટા વાળી ડાખ·

પૂઠીઆં(ના)પૈડાને ફરતું લાકડાનું ગોળ ચકર·

ફુમતું(ના)રેશમનું ફુલ·

તુરાશ(ના)ફીકકાશ·

ફુંદ(ના)છોથી બાંધેલો ગોબ ઝરો·

નાઈડી(ના)નાઈ,પૈડાના વચમાનું લાકડાનું ગોળ ડુંગરું·

પરડા–બાવળીની શીંગો·

ઉતરડવું(ક્રિ)શોરવું,ઉતારવું·

આરા(ના)પૈડાની વચમાનાં ફરતા લાકડાના ગોળ કટકા·

આળાં(વિ)ગદગદાં,ચપચપાં,સુવાળાં

અથાણું(ના)આથણું·

પુરો(વિ)બરાબર·

મજબુત(વિ)ચીકણું,જબરૂં·

ઝરેછે(વિ)વેહેછે,ટપકે·

ચીકાશ(ના)ચીક·

## પાઠ ૭૧ મો·

શેખશલ્લી–ખોટાખોટા બંગ- ઉડાવનાર,ચેબેલો માણશ·

તરંગ(ના)ખોટાખોટા વિચાર· બંગ·

ખોહોળા–ઘણાં,મસ·

ધુણાવવું(ક્રિ)હલાવવું·

માલીક(ના)ધણી,શેઠ·

ઘાડવો—માટીનો મોટો ઘં
ડો, વાસણ.
વેપાર (ના) રોજગાર.
મજુર—ચૈતરો, હેલકરી.
ઉડવા (ક્રુ) આંબવા.
કૂકડાં (ના) મરઘી.
સારીપેઠે—બહુ, ઘણાજ.
એકઠા (વિ) ભેગા.
ઉપજશે (ક્રિ) પેદાથશે.
કમાઈશ (ક્રિ) રળીશ.
પરણીશ—લગનકરીશ.
કૂટી (ક્રૂ) ભાંગી.

પાઠ૪૨મો.

ચણતર—ચણી લેવાનું કામ.
માળીલેવું (ક્રિ) નળીઆંચઢાવવાં
ઓશરી (ના) ઓટલી, પગથીઉં.
સાટું—બંદોબસ્ત, કરાર.
હાટડાં (ના) નાકાં.
લોચરૂં—ઘરનાલોચતળીઆ
નીચેબીઆગળની ઓરડી.
છોવરાવવું—છો દેવડાવવી.
મોભ—ઘરના માળનો વચલો
આડો થાંભલો.
વળીઓ (ના) સાંકટીઓ.
કાથી—નાળીએરની છાલની
વણેલી દોરી.
પાયો (ના) મૂળ, ટેકણ.
કરા—દીવાલ, ભીંત.
પછીત (ના) પછવાડેની ભીંત.
પાણીઆરૂં (ના) પાણીનાબે-
ડાં મૂકવાની ઓટલી.
જાળીઓ (ના) લોઢાનાં સળી
આં જડેલી બારીઓ.
ભો—બીક, ડર, ધાસ્તી.
પરશાળ—પેહેલાખંડના ભો-
ચતળીઆની જગો.
ઝરપર—જલદી, તાકીદે.
રળીઆમણું—શોભીતું.

### પાઠ ૪૩ મો.

બીરાજવું-દીપવું,શોભાઆપવી.
પાટડા-ભારવટીઆ.
મજગરા (ના) ચણીઆરાન-ર માદાના ચાપડા.
સાગ-સાગનું લાકડું.
છજાહ (ના) છાજ.
છોલાણું (ના) છો દેવડાવવાનું કામ.
ચોરસાં (ના) ચોરસ પથર, ચોડી ઈંટ.
લુહાર (ના) લોઢાનો ઘાટ બનાવનાર.
છૂટ (ના) મોકળાસ, જગો.
મેડો (ના) માળ.
મણા- કસર, ખામી.
હોડી- ખડકી, વાડો.
ઘોડી (ના) લાકડાનાં પાટીઆની નીસરણી.
નીસરણી (ના) વાંસ કે વળીનો દાદર, સીડી.
ખુંટીઓ (ના) ખીંટીઓ.
તાકા (ના) મોટા ગોખલા.

### પાઠ ૪૪ મો.

છાજવું- દીપવું, શોભવું.
મેના- મધુર રાગનો પક્ષી.
ગાલીચા- જાજમ (મોટું કીમતી બીછાનું.)
ચૂનાબા (વિ) ચૂનાના, ચૂનો ફેરવેલા.
કઠેર (ના) લાકડાના પાટીઆ તથા લોઢાની જાળી જડેલો નકશો રચેલ.
ભૂપતિ (ના) રાજા, પૃથ્વીપતિ.
નીર (ના) પાણી, તેજ.
હીંચકો (ના) હીંડોળો, ઝોલો.
ચિત્ર- તસબીર, છબી.
સુડા (ના) પોપટના જેવા લી-

* લાપીછાના પક્ષી·
ખાટ (ના) ખાટલો·
ખૂબ (અ) ઘણૂંજ, મસ·
રૂડાં—સારા, શોભાવંતા·
ઘડ્યાં (ક્રિ) બનાવીયાં·
રસોડાં (ના) રાંધણી, રસોઈખાના·
રૂપાળાં (વિ) શોભિતાં, ખૂબસુરતાં·
ચણ્યાં (ક્રિ) ચણીલીધાં·
દીશે—દેખાય, જણાય·

ખુટે—ઘટે, ઓછું થાય·
મીઠા (વિ) મધુર, મધુરા·
શુદ્ધ (વિ) બરાબર, સાફ·
બેઠકો—બેસવાની જગો·
અગાશી (ના) ધાબું·
સેજ—ઢોલીઓ, પલંગ·
ખાસી—મજાની, સારી·
બીછાવી (ક્રિ) પાથરી·
ભલા (વિ) સારા, મઝાના·

(કવિતાની સમજુતી)· (૧૨)·

છજાં, જાળીયાં, માળીયાં ઘણા સારાં બીરાજે છે, ને બારીએ નાંનાં બારણાં પણ સારાં દેખાય છે· પાણીના બેડાં મુકવાની ઓટલી ને રાંધવાની જગો પણ શોભીતી બનાવી છે, ને તે ઈંટથી ચણી લઈને તે પર ચુનો ફેરવેલો દેખાય છે; (૧)· ટાંકાંમાં જે પાણી ભરેલાં છે તે કદી ખૂટતાં નથી· તેમાં-થી લોકો વાંકા વળીને પાણી ખેંચી કાઢે છે, સુડા તેમનાના જેવા સાફ મધુર શબ્દ બોલે છે· જેનાં પાંજરાં પીત્તળથી જડી-લઈને રંગેલાં છે· (૨)· બેસવાની જગો, કઠેરા, ને અગાસી સારી બનેલી છે, ને સુવાને વાસ્તે ઢોલીઓ તથા મઝા-

ની હીંડોળા ખાટ છે, તેમ ગલીચા મનને ગમે તેવી રીતે પાથરીને દીવાલના ઉપર રાજાઓની છબીઓ પાડી છે.

પાઠ ૪૫મો.

સજ્જડ (વિ) મજબૂત.

હણહણવું (ક્રિ) સણસણવું, ખોંખારવું.

નસકોરાં—નાક આગળ દમ લેવાનાં બેકાણાં.

દાઢ (ના) મોંમાં બેવડા દાંત આગળની જગો.

ડાચું (ના) જડબું.

વાચા (ના) ભાન, બોલવાની સમજ.

નરસી—ખરાબ, નઠારી.

પોચો—નરમ, સુંવાળો.

કાણાં (ના) વેહે, છિદ્રો.

જાળવે—સાચવે, તપાસે.

ટેકો (ના) આધાર, મદદ.

ઝીણાં (વિ) બારીક.

કુકડા (ના) ટુકડા, કટકા.

લૂકો—ગુગદો, કકડે કકડા.

સાદ (ના) અવાજ, સોર.

બરાડે છે—આરડે છે, પોકારે.

પાઠ ૪૬ મો.

ખીજવું (ક્રિ) ચીડવું.

છેલાઈ (ના) છાકટાઈ, વરણાગી, તોર.

પગરખી (ના) જોડી ખાસડી.

અડફટ (ના) આંટી.

પછડાઈને—અફળાઈને.

અટવાઈને (કૃ) આંટીઆવીને.

ખોટું (વિ) ખરાબ, નઠારૂં.

અમથી (અ) ખાલી, વગર જરૂરની.

સ્વભાવ (ના) મીજાજ.

રીસાળ (વિ) તામસી.

પગથીઊં (ના) ઓટલી.

ફેંકી (ક્રિ) નાંખી, નાખી.

વાંસે–પછાડી, પાછળ.
ખાબોચીઊં(ના)નાનોખાડો.
બગડ્યાં–ખરાબથયાં.
ખબર(ના)સમાચાર.
હાલ (અ) હવાલ, દશા.

## પાઠ ૪૭ મો.

અદેખી(વિ)કીનાખોર,ઝેરી.
અવતરવું(ક્રિ)પેદાથવું.
કુરકુરીઆં(નાં)બોહીલાં,
લોરીલાં,કુતરીનાં બચ્ચાં.
ખારીલાં(વિ)તીખાસ્વભાવનાં
ગેલ (ના) લાડ.
લોટીલાં(ના) બોકીલાં. કુતરીનાં બચ્ચાં.
આડો(વિ)વાંકો,ઊંધો,કહ્યું માને નહી તે.
અજાણ્યાં(વિ) પારકાં.
ઘુરકવા(કૃ) દાંતીઆં કરવાં, ચીડવા.

લાગ (ના) દાવ, તક.
બચકુ(ના)ડાકુંકરડવું તે.
સઘળા (વિ) બધા.
જંપે (ક્રિ) સુખે બેસે, ઠરે.
ઉઘડે છે (ક્રિ) ખુલ્લી થાય છે.

## પાઠ ૪૮ મો.

ખીલવું (ક્રિ) પાંખડી છુટી પાડવી.
અંગ(ના)શરીર,શરીરનો ભાગ.
મુળીઊં(ના)મૂળ, જડ.
વહે–બાકું,કાણું,છિદ્ર.
ચુસે (ક્રિ) સોસે, રસ ગળે.
નરી(વિ) એકલી.
પાદડાં (ના) પાતરાં.
કળી(ના)ખીલ્યાવગરનુંફુલ.
જતાવું (કૃ) દેખાડું.
વાવીએ (ક્રિ) રોપીએ.

## પાઠ ૪૯ મો.

લાગલાગટ (અ) રોજરોજ, પાંચસાત દીવસ સામટા.

ખસખસ–અફીણના બી.
ફણગો (ના) સણગો.
કળીઓ (ના) દળીઓ.
સીંચીએ (ક્રિ) રડીએ.
સમજશે (ક્રિ) ધ્યાનમાં ઉતર
શે, ઠસશે.

પાઠ ૫૦ મો.

વેહેળો (ના) નાની નદિ, નાળુ, ઝરો
તેંકે–તીરે, કીનારે, કાંઠે.
ઉપકાર (ના) પાડ, આભાર.
ચટકો (ના) ડંખ.
બદલે (ના) બવેજ, પાડ.
આબરૂ (ના) માન, ઈજત.
ઝાંપ (ના) જાળ, ફાંદો.
તણાતી (કૃ) ખેંચાતી.
દયા (ના) રેહેમ, મેહેર.
વાજગીને (કૃ) માઝીને.
દિવસ (ના) દાહાડો, દીન.
ઝટ (અ) જલદી, તુરત.

ચુકવું (ક્રિ) ભુલવું, વીસરવું.
પરમેશ્વર (ના) મોટો ઈશ્વર.

પાઠ ૫૧ મો.

ડાંઘર (ના) લાન.
ક્યારડા (ના) પાણીભરાયલા
ના ખાડા, ક્યારા.
પરાળ (ના) લાતનું ઘાસ.
છાલાં (ના) છોતરાં.
ચોખા (ના) ડાંગરમાંથી–
નીકળેલા દાણા.
રૂ (ના) નાનાં નાનાં કુમ–
ળા, છોડ.
લીલાછમ (વિ) ઘણાજ, લીલ
(કાચી કેરી જેવાં)
દાણા (ના) અનાજ, ધાંન્ય.
ખંખેર (કૃ) ઝાંપટી. [ઉપણી.
ઝાડકે (ક્રિ) વાદઈ કસતર, કાઢાડે,
નીપજાવે (ક્રિ) પકાવે.
ખેડુત (ના) ખેતીકરનારા.

કરનાર (વિ) બનાવનાર.
ભારે (વિ) ઘણો, મોટો.

## પાઠ ૫૨ મો.

માંજરી (વિ) ભુરા ડોળાવાળી.
ઘીઆળુ (વિ) ઘીએ ચોપડેલું, ઘી ઘાલેલું.
તલપ (ના) ડાકુ.
તીણું (વિ) અણીવાળું.
લુખું (વિ) ઘી વગરનું.
ચોખી (વિ) સમજણવાળી, અક્કલવંત.
વેર (ના) દુસમનાઈ, ખાર.
હળવે (અ) ધીમે, આસ્તે.
સુઝે (વિ) દેખાય, જણાય.
તરત (અ) જલદી.
બિગાડ (ના) નુકશાન.

## પાઠ ૫૩ મો.

બીકણ (વિ) બીએ એવો, નરમ, પોચો.
અજાણ્યું (વિ) પારકું, પરદેશી, કોઈ દહાડો જોયલું નહીં તે.
સોડ (ના) બાજુ, પાસે.
સામું (અ) તરફ.
બાઝી (કૃ) વળગી.
ગભરાયો (ક્રિ) અકળાયો.
કાદવ (ના) કીચડ.
ઉઠાડ્યો (ક્રિ) ઉલોકસ્યો.

## પાઠ ૫૪ મો.

દરિઆ — સાગર, સમુદ્ર.
અગરીઓ (પુ) મીઠું પકવનાર.
રાશી (ના) મીઠાના ઢગલા.
ક્યારા (વિ) નાના ખાડા.
અગર (ના) મીઠું પાકે તે જગ્યા.
ઉસરડવું (કૃ) સાંભરી લેવું.
કાંઠે (ના) કીનારે.
પડ (ના) પથ્થર.
ઢગલા (ના) ગંજ.
મટોડી (ના) ચીકણી માટી.

### પાઠ ૫૫ મો.

પ્રમાણે (અ) રીતે.
ભણીગણી– લખી વાંચી હોશીઆર થઈ.
કોથળો (ના) પાંચમણનો બોજો.
ઓહો (અ) રે! વાહ!
શેરી (ના) ફળીઊ, મોહોલો.
નાકે (ના) છેડે, છેવટે.
મેડીએ (ના) માળ.
ભાર (ના) બોજો.
એકીવારે (અ) એકદમ.
મેલેલા (કૃ) મુકેલા.
સેહેલથી– થોડી મેહેનતે.
ડાહ્યા– શાણા, સમજુ.

### પાઠ ૫૬ મો.

પંથ (ના) રસ્તો, ધર્મ.
ખર (ના) ગધેડો.
પાણ (ના) પથ્થર.
એંધાણ (ના) નિશાણી.
લહિયો (વિ) સારા અક્ષરનો લખનારો, લોમિયો, ભણીતો.
છેદાયછે (ક્રિ) ઘસાય છે.
પંડીત– વિદ્વાન, માહેર.
નીપજે (ક્રિ) થાય, બને.
ગાઊ (ના) કોસ.
કપાય (ક્રિ) મટે દુરથાય.
અભ્યાસ (ના) મહાવરો.
કાયર (અ) હેરાન, દુઃખી.
આળસ (ના) સુસ્તી.
તોલ (અ) વજન.

### (કવિતાનીસમજુતી).

### (૨૩).

માણસ ભણતાં ભણતાં વિદ્વાન થાય, અને લખતાં લખતાં સારા અક્ષરનો લખનારો બને; તેમ રોજ ચ્યાર ગાઊ ચાલ્યા કરે તો લાંબો રસ્તો હોવ તે પણ

કપાઈ જાય. (૧) પોપટ જેવો પશુ પણ શીખવ્યાથી શબ્દ બોલતાં શીખે છે; તો કાયર થઈને જે માણસ ભણવાથી આળસ કરે તેને ગધેડા જેવો જાણવો. (૨) કુવાઉપરનાજે કાળા મોટા પથરા તે રોજ પાણી ભરવા જતાં દોરડાના ઘસારાથી ધીમે ધીમે ઘસાઈ જાયછે; એ નિશાનીનો દાખલો લેઓ (એટલે એ પથરા ઘસાય છે તો ગમે તેવો કોઈ મુરખ માણસ હશે ને તે મેહેનત લઈ શીખવા માંડશે તો તેને શું નહીંજ આવશે?) (૩).

## પાઠ ૫૭ મો.

ત્રંગાલ– ત્રાંબાનો કાટ.
જસત, શીસું — સફેત મેલા રંગની ધાતુ.
કાટ (ના) કીટ.
દીઠામાં (કૃ) જોવામા.
નરી– સ્વચ્છ, ચોખી.
જવલ્લે (અ) કોઈ વખત, કદાચ.
દેવતા– અગ્નિ, વસ્તેવ.
ગાળે (ક્રિ) પીગળાવે.
ચોખી– સાફ, સ્વચ્છ.
ત્યારે (વિ) વજનમાં ઘણી.
ઝળકતી (વિ) ઝળકતી.
માંજીને (કૃ) અજવાળીને.
ઝાંખું (વિ) તેજ વગરનું.
નરમ (વિ) પોચું.

## પાઠ ૫૮ મો.

ગદીઆણો (ના) ૧૬ વાલ અડધો તોલો.
ઓગળવું (ક્રિ) પીગળવું.
વરક (ના) સોનાનાં રૂપાનાં છેક પાતળાં પાનાં.

પતરાં (ના) ધાતુને ટીપીનેપા
તળાં પાનાં કરેલાં તે.
ટીપી (કૃ) ટપેરી.
રજ (ના) રચકણ, કણી.
લાય (ના) આખો કામળ.
ચિકાશ (ના) ચીક.
વાળ (ના) જાલ, ની ઝાળ.
મસ (વિ) ઘણો, બહુ.
તાપ (ના) ગરમી.
આંચ (ના) ઝાળ.
યાદ (ના) ફોમ.

## પાઠ ૫૯ મો.

ડોસો (ના) ઘરડો માણસ.
અચંબો (ના) નવાઈ.
છેડવું (ક્રિ) અડકવું, બાઝવું.
પુરો (વિ) બરાબર.
સંપ (ના) એક મત, એક દીલ.
કને (અ) પાસે, સોડે.
ભારી (ના) બચકી.
મંગાવીને- અણાવીને.
કારણ—સબબ, મતલબ.
બળ (ના) જોર, કસ.
સંપસંપીને- હળીમળીને.
નબળા (વિ) કમજોર.

## પાઠ ૬૦ મો.

ટીખળી (વિ) અટકચાળું, ટી-
ખળ કરે એવું, તોફાન.
અટકચાળાં (વિ) આડાં, વ
વળાટવાળાં. [મૂ.
અડપલાં (વિ) અટકચાળાંક્ષ
નિસંત (ના) ચેન, સુખ.
ગલોફે (ના) ગાલ, ડાચા.
ઝુસકો (ના) ડુસકો.
માંકડાં (ના) રાતાંમોંનાં વાંદરાં.
વગડાનાં (ના) વનમાં.
ઉઘાડી (વિ) ખુલ્લા.
ચીડાય (ક્રિ) ખીજવાય.
વિંટાળીને (કૃ) લપેટીને.

લટકાવીને– ટીંગાવીને.

## પાઠ ૬૧ મો.

જાયડીયો (ના) બઈરી.
ચંડાળ (વિ) પાપી, દુષ્ટ.
શાહેદ (ના) શાક્ષી.
ઈનસાફ (ના) ફૈસલ્લો.
અરે (ના) ફાય, ફીકર.
દશા (ના) હાલ, હવાલ.
ગળેપડું (વિ) ધાઈ પડું, લુચ્ચી પસરૂં.
વઢવાઢ (ના) લડાલડી.
જણીઓ (ના) પાઈઓ.
ફર્યાદ– અરજ, રાવ દાદ.
કડકા (ના) લાગ, કકડા.
બરાબર (વિ) સરખા,
હુકમ (ના) ફરમાસ.
છાનીમાની (વિ) સુગીસુગી.
બૂમેબૂમ– ધાંટે ઘાંટા.
ઉઠાવું (ક્રિ) છોડું, મુકું.
ખરી (વિ) સાચી, ખૂદ.
હવાલેકર્યાં– સોંપીઆવ્યાં
તપાસી આવ્યાં.

## પાઠ ૬૨ મો.

વેળા (ના) વખત, સમય.
અઠવાડીઊં (ના) આઠ દાહાડાની મુદત.
ધ્યાન (ના) ચીત્ત, સુરત.
અંગ્રેજ– ગોરા લોક, ટોપીવાળા, સીનોર.

## પાઠ ૬૩ મો.

પોહોર (ના) ત્રણ કલાક.
માહિને (ના) ત્રીસ દહાડા.
આથમે– અસ્ત પામે, ધેરજ...
મધરાત– વચલી રાત.
પખવાડીઉં (ના) પંદરવાડ...

## પાઠ ૬૪ મો.

વા (ના) પવન.
શીશી (ના) કાચની નાની...

વીંજણો (ના) પંખો.
વાયરો (ના) પવન, વા.
બફારો (ના) પસીનો, પરસેવો.
પવન (ના) વા, વાયરો.
વાસીને—દઈને, ઢાંકીને.
લોટો (ના) કળશીયો.
થીર (વિ) હાલેચાલે નહીં, તે
એકની એક જગોએ રહે તે.
બોળ્યાં (કૃ) ડબોળ્યો.
બદલે (અ) જગોએ.
દબાવી (કૃ) બોળી.

## પાઠ ૬૫ મો.

લેહેરો (ના) ચમળ, લીસોટા.
ગાતે (ના) શક્તિ, બળ.
ધુળવું (કૃ) કાતવું, કાપવું.
પ્રવાહી (વિ) પાણીજેવો જલ.
યુગતી (ના) તદબીર, હીકમત.
નાદ (ના) અવાજ, સાદ.
ઈશારત (ના) ચિન્હ, નીશાની,
અથડાય (ક્રિ) અફળાય.
સાદ (ના) અવાજ.
કુંડળાં—ગોળ ચકરડાં.
ઉપરાઉપરી (વિ) એકપછીએક.
છેટે (અ) આઘે, દુર.
ઠલાણો (વિ) હરેક જુકરાર કરેલો.
ઘાટ (ના) ડોળ. (ઘડીને કરે-
લી બનાવટ)
બેહેરા (વિ) કાને સાંભળે નહીં તે.
ઘરડપણ (ના) બુઢાપણ.
જન્મબેહેરા (ના) જન્મ્યે ત્યાર-
થી બેહેરા. [નહીં તે-
મુગાં (વિ) મોહોડે બોલી શકે

## પાઠ ૬૬ મો.

ટાટ (ના) શણનું કપડું.
કાગદી (ના) કાગળ વેચનારો.
ઘુંટવું (કૃ) મોહોરી દેવો, સાફ
લીસું કરવું.
બેબ (ના) લાહી.

ઘા (ના) ઘાયો, દસ્તો.
તા (ના) તાવ, આબોકાગળ.
સાહેબખાની (ના) ઊંચા સાહેબલોકોને વાપરવાજેવા.
ડોવીદેવું (ક્રૂ) ડબોવવું, બોળીકાઢ
તાવ (ના) આબોકાગળ.
ફેટકડી (ના) ફટકી.
ચાલણી (ના) ચાળણી, ઝીણા ઝીણા વેહેવાળું ધાતુનું વાસણ.
પલાળી (ક્રૂ) લીનાળી.
સફેત (વિ) ધોળું, ઉજળું.
કરીને (ક્રૂ) બંધાઈને.
કકરા (વિ) ચરબડા. (હાથફેરવીએને લીસા લાગેનહીં તે.)
લીસા (ના) સારઘુંટેલા.
ઊંચા (ના) સારકીમતી.

પાઠ ૬૮ મો.

મૂર્ખાઈ (ના) બેવકુફાઈ.
દેશાવર (ના) પરદેશ, દેશાંતર.
ફાળ (ના) ધાશકો, ફિકર.
ઝળઝળીઆં (નાં) આંસુ.
ઠોઠમોઠ (વિ) મુરખ, અણઘડ.
અભણ (વિ) વગરભણેલો, મૂર્ખ.
નામુ (ના) દફતરીકામ.
મથાળુ — ઉપલો ભાગ.
ધણી (ના) વર, માટી.
ઠેઠ — છેક, નાકે સુધી.
રોવા (ના) રડવા.
માઠી (ના) ખરાબ, નુવાર્ની.
ખબર (ના) સમાચાર. સંદેસો.
ઉકેલીને (ક્રૂ) ફોડીને.
રૂઓ (ક્રિ) રડો છો.
પછવાડેથી (અ) પાછળથી, પછાડીથી.
પસ્તાવો (ના) અફસોસ.
લાજી (ક્રૂ) શરમાઈ, લજવાઈ.

પાઠ ૬૯ મો.

અભિમાન (ના) હુંકાર.
નીશાની (ના) એંધાણી, ઈશારત.
સરદાર— સગદાર ઉપરી.
અસાર (વિ) સાર નહીં તે, નઠારૂં.
રાય (ના) રાજા.
વેહેમ (ના) શક, સંદેહ.
ઊર (ના) દીલ, મન.
બકવું (ક્રિ) લવવું, લવારો કરવો.
સારઅસાર (વિ) સારીનઠારી વાત, સારૂંનઠારૂં કામ.
અક્ષર (ના) હરફ, દસકત.
અપાર (વિ) ઘણોજ, જેનો પાર નહી તે.
જગા (ના) જગત, પૃથ્વી.
વડી (વિ) મોટી.
શીખામણ (ના) ફાયદાની વાત.

(કવિતાની સમજુતી). (૧૪).

મૂરખને માથે કાંઈ શીંગડા ઉગીને તેની નીશાની હોતી નથી પણ જેને સારાનરસાનું કશું ભાન થી તેને જ મૂરખ સમજવો. (૧) જેને એક હરફ પણ લખતા વાચતાં આવડે નહી (કાળા અક્ષરને કુટી મારે) ને મનમાં હુંકાર ઘણોજ રાખે તેવા માણસને પ્રથ્વી ઉપર બધા મુરખાઓનો સરદાર સમજવો (૨) મોટી મોટી વેહેમ ભરેલી ઘણી વાતોનો તે લવારો કરે, પણ તે મુરખની રાજા કહેલી શીખામણ સાંભળતો નથી (૩)

પાઠ ૩૯ મો.

વેતરૂ— મેહેનત, મજુરી.
આળોટવું (ક્રિ) ગોળાંટ ખાવાં, ગબડવું.

અમીર (વિ) મોટા માણસ.
દાળડો (ના) ખાડો.
ધીરજ– સબુરી, શાંતી.
ખમી– સહી, સહન કરી.
હઠે (ક્રિ) પાછું ફરે, દબે, હારે.
મરજી (ના) ઈચ્છા, ખુશી.
દેખાદેખી (કૃ) જોઈને.
ડોક (ના) ગરદન, ગળું.
ભાર (ના) બોજો.
લાજ (ના) શરમ.
સીધી (વિ) પાધરી.

પાઠ ૭૦ મો.

ડેલું (ના) તપેલો.
ન્યાલ (ના) ગબ્બર, પૈસાદાર.
પૂરું– બરાબર, પેટભરીને.
છોડાવ (કૃ) મુકાવ, મેલાવ.
દેખાયો (કૃ) જણાયો.
ખોતરતી (ક્રિ) ખોદતો, ખણતો.
ભેદ (ના) કારણ, મરમ.
ધન (ના) પૈસા, દોલત.
ચરૂ (ના) તાંબાનો પેહડાવા
ળો દેગડો.

પાઠ ૭૧ મો.

શેતુર (ના) એક જાતનો મેવો
પીપેરના આકારનો થાયછે.
ખદખદતું (ક્રિ) ઉનું ઉનું.
અબોટીયાં (ના) રેશમી લુગડાં.
હીરાગળ (વિ) રેશમી.
પતંગીઉ– એક જાતનો જીવડો.
ગજીઆણી (ના) ગજપ, ના-
નું રેશમી કપડું.
તાંતણો (વિ) તાર.
મુગટા (ના) કોરણવાળાં હલ
કાઅબોટીઆં.
મશરૂ (ના) રેશમી કપડું.
કોશેટો– ગોળ લાંબી દડી.
હીર (ના) રેશમ.
કીડા (ના) લાંબા જીવડા.

લાતલાતના (વિ) જતજતના.
કીનખાબ (ના) કરબના બુટ્ટા
વાળું રેશમી સીંવું કપડું.

પાઠ ૭૨ મો.

આખલો (ના) ગોધો, સાંઢ.
મચ્છર (ના) ગણગણતો જીવડો.
માતેલો (વિ) જબરો. ધરાય-
લો, મતબાલો.
જબરો—કમજોર, લુલો.
સાંઢ (ના) આખલો, ગોધો.
આંટો (ના) ચકર, ફેરો.
તોબા (ના) કાયર, કંટાળે.
તુચ્છ (વિ) હલકો, નીચ.
અહંકાર (ના) અભિમાન.
ધરાઈને (કૃ) તરપતથઈને.
ગણગણતો (કૃ) ગુણગુણકરતો.
નીચ (વિ) હલકો, તુચ્છ.
જબર (વિ) જોરાવર.
પલક (ના) પળ, ક્ષણ.
કચેરી (ક્રિ) કચેડી, છુંદી.
પછાડે (ક્રિ) અફાળે, ઝોકે.
વેદના (ના) દુઃખ, પીડા.
ગાંડો (ના) દીવાનો, ઘેલો.

પાઠ ૭૩ મો.

કરોળીઓ (ના) જળમાં રહે-
નારો જીવડો.
હરાવવું (ક્રિ) હફાવવું, ઝીતીલે[વું.]
બેહેકવું (ક્રિ) છાકીજવું, વ-
ધારે બોલવું.
જાળું (ના) ફાંદો, ફાંસો.
જીતવું (ક્રિ) જીતીલેવું, હરાવવું.
કુલાઈ—અહંકારે લડાઈ.
શેર (ના) ૪૦ પૈસાભારનું વજન.
સાંઢીયો (ના) ગોધીયો, સાંઢ.
બરોબરી (વિ) સરખાસરખી,
હરીફી.
ગર્વ (ના) અહંકાર.
હસવા (વિ) મજાકરવા.

નજ (અ) નહીં, ના. [લા.
ફાંફાં (ના) ખોટી મેહેનત, વેઠ
અટવાટો (ક્રિ) આંટીમાં આવતો.
જીતનાર (ના) જીતી લેનાર, ફતે-
હ પામનાર.
કેવળ- બીલકુલ, તદ્દન.

### પાઠ ૭૪ મો.

કોમલ—નાજુક, કૃપાળુ.
રમુજી (વિ) ખુશાલાગે એવું.
ચંચળ (વિ) હોશીઆર.
પટા (ના) લીસોટા, કાપા.
રૂવાટ (ના) ઝીણાઝીણા બોલ.
ચતારો—ચિત્ર પાડનાર.

### પાઠ ૭૫ મો.

છેતરવું (ક્રિ) ઠગવું.
પાપ (ના) નઠારૂં કામ, નઠા-
રાં કામનો દોષ.
દડિઓ (ના) પડિઓ.
સુકવવું (ક્રિ) અસેડવું.
સંતાડવું (ક્રિ) છુપાવવું.
કરડી (વિ) આકરી, સખત.
નાત—જમણવાર, વરો.
જગડ્યું (કૃ) તપત લરાયો.
સરત (ના) નીઘા, ધ્યાન.
છેતરાઈ (કૃ) ઠગાઈ.
વાહાલી (વિ) પ્યારી.
બાનપણ (ના) વચપણ.

### પાઠ ૭૬ મો.

ઘડી (ના) ૨૪ મીનીટ.
પળ (ના) લેહેજો.
તરવું (ક્રિ) અતરંગ રેહેવું.
મંદિર—દેરૂં, દેવસ્થાન.
ટંકોટંક (વિ) માથાસુધી.
જોશી—જ્યોતિષ વિદ્યા જા-
ણનારા.
ડુબીજવું (ક્રિ) ડુબી જવું.
કોષ્ટક (ના) કોઠો.
માપ—ભરત, પરમાણું.

વાપરતાં (ક્રિ) કામમાંઆણતાં.

## પાઠ ૭૭ મો.

ભારે (વિ) કીમતી, મોંઘી.
મોહોર (ના) પંદર રૂપીઆ-
નીકીમતીની જુની સોના
ની શીક્કો.
કસબ—જર, કિનખાબ.
પાલવ (ના) કોર.
વેઢ (ના) વેબીણિં.
કદોરો (ના) કેડે ઘાલવાનું ઘરેણું
કીમત (ના) મૂલ, ભાવ.
ઉપડે (ક્રિ) ઉંચકાય.
સુંદર (વિ) સારા, મજાના.
કંઠી— સોનાની સાંકળી.
તાલેવર (વિ) પૈસાદાર.
તોઈ (ના) ફીટ.

## પાઠ ૭૮ મો.

નાખુશ (વિ) દલગીર.
ટટાર (વિ) સીધી, પાધરી.
ખુશી (ના) હરખ, સંતોષ.
નાખુશી (વિ) દલગીરી.
પોતીકા (સ) પોતાના.

## પાઠ ૭૯ મો.

વાચા (ના) ભાન, બોલવાની
સમજ.
ભાન (ના) સમજ, અક્કલ.
શા (અ) વાસ્તે, કેમ? શાનેમાટે
પુણ્ય (ના) ધર્મ, દાનનું આશીષ.
કશું—કંઈપણ, જરાએ.

## પાઠ ૮૦ મો.

ચાંચળું (ના) કાપડું, બાયડીનું
ચોળીનેવું પેહેરવાનું કપડું.
પીયર (ના) બાપનું ઘર.
મોશાળ (ના) મામાનું ઘર.
હેત (ના) પ્યાર, ચાહના.
હરખ (ના) ખુશી, આનંદ.
ઠેસ (ના) ઠોકર, ખત્તા.
પલળી (ક્રિ) ભીનાઈ.

જગડી (ક્રિ) જરાજ થઈ.
રીસ (ના) ગુંસ્સો, તામસ.
ઉતરી (ક્રિ) નરમ પડી.
વાંક (ના) તકસીર, ગુન્હો.
બાપડી (વિ) બિચારી, ગરી-
બડી, રાંક.

**પાઠ ૮૧ મો.**

નિંદે (ક્રિ) બદબોઈ કરે.
બળવંતો (વિ) જોરાવર.
કલેશ—કજીઓ, કંકાસ.
હળતા (કૃ) હળીને રેહેનારા.
સંપી—સંપકરી, હળીમળી.
સુખચેન,—મજા, સંતોશ.
શોક—દલગીરી, પસ્તાવો.
ઘટે (અ) ઓછા થાય.
લેશ (વિ) જરા, જરાપણ.
ગીતો (ના) બાયડીઓ રાગ
કાઢીને ગાય છે તે.

(કવિતાની સમજુતી). (૨૫).

આપણે જનો ભાઈ ને બેહેન હળીમળીને સંપથી રમીએ તો ઘણું સુખ થાય, લઢીવડીને કંકાસ કરીએ તો જીવને ઉચાટ થાય, આબરૂ ઓછી થાય, ને વળી લોકો પાછળ બદબોઈ કરે. (૧) હે આપણો બાપ (ઈશ્વર) મોટો જોરાવર, છે, તે ઈશ્વર હમે સદા હળીમળીને રહીએ એવું તું કર કે જેથી નિરંતર સુખમાં દાહાડા જાય, અને કોઈ દાહાડો જરાપણ કજીઓ કંકાસ થાય નહી. (૨) જે છોકરાં એક બીજા સાથે હળીમળીને રેહેતો હોય, તે કોઈ દાહાડો સામા સામા લડે નહીં. તેઓ સાથે રમી જમીને ગીતો ગાય છે.

તેથી તેની માં મનમાં ઘણી ખુશી થાય છે. (૩).

**પાઠ ૮૨ મો.**

ટપકાં (ના) ઝીણાં ટીપાં.
ધુમર (ના) ધુમ્મસ, દળ.
ઝમવું (ના) બંધાવું.
બરફ (ના) ઠરીને બંધાઈ ગએલું પાણી.
કરા (ના) હવામાંથી છુટી પડેલું બંધાયલું પાણી.
રૂપ (ના) ડોળ, જાતની.
ઠીબ (ના) માટીની ગાગર, કે મોરીઆનો લાગેલો નીચલો ભાગ.
વરાળ (ના) વાફ, શેવાળ.
નાસક – ઢાંકણું, ધાતુની રકાબી.
ગગન (ના) આકાશ.
ઠાર (ના) ઠંડ, હીમ.
વેગળેથી (અ) બાધેથી.
ઝાકળ (ના) સરદી, ઓસ.

**પાઠ ૮૩ મો.** [૨૯

મધ્ય – વચલા બાંધાના, સાંધા.
પુષ્કળ (વિ) ઘણું, બહુ.
ડામ (ના) ઊનો ચપકો.
બરટો (ના) પીઠ, વાંસો.
સાંધા (ના) કટકા.
પાંસળીઓ (ના) પાસા તરફની હાડકાઓ.
ટેકીટેકીને (અ) અધેલીને, ટેકા દેઈને.
બડબું (ના) ડાચું.
ઝેરી (વિ) વીખવાળું.
થેલી (ના) કોથલી.
ભેળુ (વિ) સાથે.
બખમ (ના) કરડેલી કે વાગેલી જગો.
પસરે (ક્રિ) ફેલાય. [૫૫.
ઘટતા (વિ) લાયક, લેઈએતે

પાઠ ૮૪ મો.

સિંહ (ના) જનાવરોનો રાજા, મોટું ચોપગું પશુ.
જીવદાન—નવો જન્મ.
મહારાજ (ના) મોટા રાજા, રાજાધિરાજ.
કાલાવાલા (ના) ખુશામત, વારેવારે કરગરીને કહેવું તે.
સામર્થ (ના) જોર, બળ.
છાજે (ના) શોભે, ઓપે.
દોડાદો (કૃ) દોડધામ, નાસાનાસ, ઢીંગામસ્તી.
ગુનો (ના) અપરાધ, વાંક.
માફ. (ના) ક્ષમા, જવા દેવું તે.
ચાકરી (ના) સેવા.
ટાળીશ (ક્રિ) મટાડીશ.
શેખી—પતરાજી, વડાઈ.
વન (ના) જંગલ, રાન.
ગરીબડો—કંગાળ, રાંક.
ઘેલો (વિ) ગાંડો, નાદાન.

પાઠ ૮૫ મો.

હાજર (ના) તૈયાર.
તરણું (ના) તખણું.
બજાવશે (ક્રિ) કરશે.
દાસ (ના) ચાકર, સેવક.
જાળ (ના) ફાંદો.
છુટાયું (ક્રિ) નીકળાયું.
અકળાયો (ક્રિ) ગભરાયો.
બુમો (ના) પોકાર, ઘાંટા.
બદલો (ના) અવેજ, પાડ.
કાતરી (ક્રિ) કરડી.
પ્રસંગ (ના) વખત, સમય.

પાઠ ૮૬ મો.

સાંઠીયો—કરકાસોટીયો.
રેસા (ના) દોર, કુચાં.
ખોચા (ના) કાઠા, કરચાં.
સુતળી (ના) સણના રેસાની દોરી.

ટાટપટી–સુતળીનાં ટાટ. [સળી.
દીવાશળી (ના) દીવા કરવાની
માણસપૂર (વિ) માણસને બૂડાં
માથોડા પૂર.
ઝાઝા (વિ) ઘણા, બહુ.
ઉપાડી (ક્રિ) ઉચકી.
મરડીને (કૃ) આમળીને.

પાઠ ૮૭ મો.

શિઆળવા (ના) શિયાળના
બચ્ચાં.
ભુંગળાં (ના) નળાં.
વાઢ (ના) શેલડી ઉગેલી તે
જગો–ખેતર.
પોલ (ના) ખોલ, ગુફા, ખંડેર.
ખંડેર (ના) ખંડિએર.
મેદાન (ના) લાંબી પોહોળી
ખુલ્લી જગો.
ચોરીથી (ના) છુપકીથી.
ટોળું (ના) જથો.

મુએલાં (કૃ) મરીગયેલાં.
કુકડા (ના) મરઘાં.
નુકસાન (ના) બિઘાડ.
એકાંત (વિ) એકલાં.

પાઠ ૮૮ મો.

લોલીયો (ના) લાલચુ માણસ.
જમણવાર–ન્યાતવરો.
પડપુછ (ના) તજવીજ, તપાસ.
લાભ (ના) ફાયદો, નફો.
તપેલાં (ના) પાતેલાં.
સંભાળી (કૃ) સાંચવી, તપાસી.
વિયાય (ક્રિ) જણ્યાં.
બચ્ચાં (ના) છોકરાં.
ભૂલથી (ના) ગફલતથી.

પાઠ ૮૯ મો.

ધુતારા (ના) ધુતી લેનારા.
સમજાવી લઈ જનારા. [જુ.
નાદાન (વિ) ઘેલો, અણસમ
આદમી (ના) માણશ.

જટાટા (ના) અલુખડા·
તાંદળજો– તાડુબજાનીકે ચો
લાઈની લાજુ·
સુરણ–એકજાતનો કંદ·
મેથી (ના) મેથીની લાજી·
રતાળુ–એકજાતનો કંદ·
તળવું (ક્રિ) તેલમાંવઘારવું·
પોઈ (ના) પોઈની લાજી·
સાકરીઆં–મીઠો કંદ·
અળવી–અળવીની લાજુ·
જારીને (ક્રિ) પાણીમાંરાંધીને·
કુમળા–નરમ, સુંવાળા·
ચડે (ક્રિ) જફાય, રંધાય·

## પાઠ ૯૩ મો·

સેલટો (ના) સતરગુઓ·
અગથિયો (ના) અગથિઆ
નાફુલનું ઝાડ·
ફડી–ફડાનાફુલનું ઝાડ·
સીલવા (ના) મીચદાણા·
ફોલીને (ફ્ર) છોલીને·
સુધાં (અ) સાથે·
રીંગણા (ના) વેગણાં·

## પાઠ ૯૪ મો·

પાર (ના) સામોકીનારો·
માછી (ના) ઢીમર માછલા
પકડનારો·
સઢ (ના) ખાદીયો બાંધી–
સાકટીસાથેસીવીને વાહા
ણચલાવવાસારૂબાંધીલી
તે·
ખારવા (ના) ખલાસી·
મછવો (ના) નાની હોડી·
હંકારવું–પાણીમાંચલાવવું·
સીધુ–ખાવાનું લથુ·
હલેશાં (ના) ચાટવાં·
સામાન (ના) ચીજો·
તોપ (ના) મોટી બંદુક·
ચાટરો–ખાદીની પીછોડી·
લાગ્યે–જુશાકે લાઈથી·

સમાઈ (ક્રિ) માઈ.

પાઠ ૯૫ મો.

ગીંધ (ના) બીઆમણું બાળવા લું જનાવર.

બિહામણું (વિ) ભયંકર.

મધમાખ (ના) મધ કરનારી માખી.

મધપૂડો (ના) મધમાખનો પૂડો.

મજબુત (વિ) જોરાવર.

લાવે (ક્રિ) સ્વાદ લાગે.

રાની (ના) જંગલમાની.

લોગ (ના) કમજખ્ખી.

ચટકા (ના) ડંખ.

પાઠ ૯૬ મો.

લચરકીને (કૃ) કચરડીને.

જવલે—કોઈ વખત.

લમતાં (કૃ) લટકતાં.

થાક (ના) મેહેનત, શ્રમ.

પીક (ના) બરડો—વાંસો.

પાઠ ૯૭ મો.

હલકી—થોડી કીમતની.

મેળવણી (ના) ભેગ.

કંસારા (ના) ધાતુના વાસણ બનાવનારા.

કલાઈ ઘડા (ના) કલાઈના વાસણ બનાવનારા.

ઘાલી (કૃ) રાખી.

વાળીએ (ક્રિ) મરડીએ.

દોહણી (ના) કલાઈઓ, છાસની તામડી.

પાઠ ૯૮ મો. [દી.

ગોળીઓ (ના) સીસાની લખોટી.

છરા (ના) નાની નાની શીસાની ગોળીઓ.

જંબુક (ના) નાની તોપ.

કાંતીલોડું—ચીનાઈ લોડું.

વોહોરા (ના) હોરા લોકો.

કાંસુ (ના) એક જાતની જડ ધાતુ.

## પાઠ ૯૯ મો.

રત (ના) મોસમ, વખત.
કુંપળ- ફણગો, અંકોર.
મોહોર (ના) આંબાના ફૂલ.
ટેટી (ના) ખડબુચાં.
આંબાગાળો- કેરીગાળો. કે-
રીનો રસ કાઢીને જમવા-
સારૂં ન્યાતે લાડુ જમવા
તેડવાં તે.
તરબુચ (ના) એકજાતનું રસ-
દાર ગુરા તોળા જેવું ફળ મોટું.
ફાલસ (ના) ચેન (ઝાડ).
ટીંકીટી (ના) મધુરસાદથી બો-
લવું તે [illegible]
શાયેલ (ના) વીજળીના જેવો મે-
ઝૅકારો (ના) પસીનો.
કોયલ (ના) કાળું મધુર રાગ-
નું પક્ષી.

## પાઠ ૧૦૦ મો.

ઘમઘોર (વિ) ચડી આવેલું
તે, ઘેરાઈ ગયેલું.
વીજળી (ના) વીજ.
ચમકારા (ના) ઝમકારા.
કડાકા (ના) અવાજ.
ગર્જના (ના) ગડગડાટ.
કાટકો (ના) મોટો અવાજ.
પુર (ના) રેલ, લરતી, પાણી-
નું આવવું.
હેલી (ના) ઝડી, વરસાદ બે
ચાર દિવસ સામટો આવે તે.
ઉકાળ (ના) અનાજ પાણી ન
હી મળે એવી વખત. કટી-
મોંઘવારી.
તર (ક્રિ) તરપત થાય છે, બ
રાબર પલળેલી.

## પાઠ ૧૦૧ મો

કપાસિયા- કપાસના બી.
કુંકવાનું- ટાઢે સીકડાવું.

કાલાં—કપાસનાજીંડવાં.
ડગલી (ના) નાની બેવડી અંગરખી.
હીમ (ના) ઠંડ, ઠાંઠલ.
તેજનો (ના) મશાલો.
સગડી (ના) કાણાં કાણાંવાળુ ભારીનું દેવતા રાખવાનું વાસણ.
કુંડાળુ—ગોળ ચકરડું.
તાપણી— ઘાસ જરોડા વગેરે કરાંઠીનું બળતુ.
મહા મહા— ઘણું ભલું.

પાઠ ૧૦૨ જો.

દુશમન (ના) શત્રુ, વેરી.
ચુડા— બાયડીયો હાથે પેહેરે છે તેજ.
રમકડાં (ના) બાળકને રમવાની ચીજો.
ઉપટે (ક્રિ) ઉચકે.
અટપટી (વિ) અઘરી, છુટે નહી એવી.

પાઠ ૧૦૩ જો.

છત— સોલીક, સંઘરો.
લટિ (ના) દેવતાનો આરો.
ગોતર (ના) જનાવરનાં છાલાં છોતરાં વગેરે.
કસણવું—ચોળવું, ગુંદવું.
લોંદો— લપકો, લચકો.
પાણી (ના) ઝીણીરેત.
ચોકડું—ચોખ્ખી, રાંચો.
અલગ (અ) અંતરંગ, હાલે નહી એમ.
જરૂર— પરવા, દરકાર.

પાઠ ૧૦૪ થો.

કોલ (ના) કેલ, છો, કે માટી ને પલાળીને ગારો કરેલો તે.
મટોડું—ચીકણી માટી
આધારે (ના) આશરે.

પાઠ ૧૦૫ મો.

અલાસી (ના) આરવા.
વેહેરવું (ક્રિ) કરવત વતે ચીર વું, પાટીઆં પાડવાં.
કામડાં (ના) વાંસને ચીરીને ભાગ કરેલા તે.
કરાઈ (ના) લાકડી વેહેરનારી.
મોતીઆં (ના) એવાં અગાઉની લાંબી લાકડાની પાટલી.
સરડવું (ક્રિ) કામડાં ચીરી લેવાં.
ફકવાસા (ના) લાકડાની પાતળી ચીપો.
વળી (ના) સાકટી.
લારોટા આ (ના) પાટડા.
લગ (ના) ગે, સાકટો.
ઢાળ (ના) નીચો ઢોળાણ.
પાઠીઆ-જડા સાકટા.

પાઠ ૧૦૬ ઠો.

ઓજાર (ના) હથીઆર.
કહોડ-લુહારની પેઢી.
ગજવેલ (ના) જરીલોડું.
અંન-અનાજ, દાણો.
એરણ (ના) જેના ઉપર સો-ની, લુવાર વગેરે ટીપે છે તે.
ધમણ (ના) દેવતા સરગાવવાને ફુક મારવાની ચામડાની ગુણ.
હોશ (ના) તરાજ.
બરડવા (ના) ચાપડા.
સામાન (ના) ચીજ.
પાળી (ના) ચપુ, છરી.

પાઠ ૧૦૭ મો.

ઠેઠ (અ) છેક.
સાંસા (ના) તંગી, વાંધા.
નિરાશ (વિ) નાઉમેદ, આશાભંગ.
ગડબડવું (ક્રિ) ઢળી પડવું.
સાંકડો (વિ) નાનો.

નીકાલ– છુટકો, તોડ.
નસમો (વિ) અઘરો.
અડોઅડ (અ) પાસેપાસે.
ડુંગર (ના) મોટો ટેકરો.
ટેકરા (ના) નાનો ડુંગર.
ચોતરફ (અ) આસપાસ, ચોતરફથી, ચારે બાજુએ
માર્ગ (ના) રસ્તો, રાહ.
કદાપિ (અ) કોઈ વખત.

પાઠ ૧૦૮ મો.

તમાશો (ના) ખેલ, રમત.
ચતુરાઈ (ના) ડાહ્યાપણ.
વખાણવું (ક્રિ) તારીફ કરવી, સારૂં કેહેવું.
અંતે (અ) છેલે, છેવટે.
વાઢ્યો (અ) મરડ્યો.
સંકડાઈને (અ) સંકોચાઈને, દબાઈને.
સમજણ– સમજ, બુદ્ધિ.
હઠ (ના) જીદ, મમત.
જીવ– પ્રાણ, આત્મા.

પાઠ ૧૦૯ મો.

ઝુડવાં (ના) દીંડવા.
રટીઓ (ના) રેંટ.
ચરખો (ના) કપાસમાંથી કપાસિયા સાથ રૂ જુદા પાડવાનો નાનો રેંટીઓ.
જાડિ (ના) દોઢું, જાડું કપડું.
સૂતરાઉ– સૂત્રનું બનેલું.
મલમલ (ના) ઝીણું ઉંચું લુગડું.
પોત (ના) કુમાશ.
જગનાથી (ના) એક જાતનું ઝીણું લુગડું.
માદરપાટ (ના) સફેદ ઘટ્ટ મારાદાર લુગડું.
છૂટા (વિ) જૂદા, નોખા.
બાસ્તો (ના) એક જાતનું કાપડું.

પાઠ ૧૧૦ મો.

જીંબ (ના) કીરણ.
ભાભાશ (ના) રતાશ.
કરોડ (વિ) સો લાખ.
ગાઉી (ના) ફેરા.
તેજ (ના) નુર, ચળકાટ.
ઝાડપાલો (ના) ઝાડનાં ઝી
ણાં પાદડાં.
ગરમી (ના) તાપ.

પાઠ ૧૧૧ મો.

ચંદ્રમા (ના) ચાંદ, ચાંદો.
અભાયો (ના) વાંકાકાપો,
આવાં. ( ) )
દર્પણ (ના) આરસી.
પુનેમ (ના) પંદરમી તિથિ.
અમાસ (ના) મહિનાનો છે
લ્લો દિવસ.
પૃથ્વી (ના) ગ્રહનું નામ, દુ
નિઆં.
સુદલ (વિ) બિલકુલ, જરા.

પાઠ ૧૧૨ મો.

ઘડીઆળ—વખત જાણ
વાનો સાંચો.
મધરાત (ના) વચલી રાત.
કલાક (ના) ૨॥ ઘડી.
અંગ્રેજી—અંગ્રેજલોકનું.
અવર (ના) કલાક.
મિનિટ (ના) ૨॥ પળી.
ભાગ—હિસ્સો, પાંતી.

પાઠ ૧૧૩ મો.

આભલાં (ના) વાદળાં.
ગ્રહ (ના) સ્થિર તેજનો તારો.
જલદ—તીક્ષણ, કસદાર.
અજ્ઞાની (વિ) વેહેમવાળા,
ભોળા, સમજણ વગરના.
શક્તિ (ના) જેર, બળ.
સેકડો (વિ) સો, હજારો.
એકાદ—એક, કોઈ પણ.
નવુંજુનું—ફેરફાર, આફત,

જોખમ, કજરજ.
પૂછડીઆ-પૂછડીવાળા.

પાઠ ૧૧૪ મો.

મેલીએ (ક્રિ) મૂકીએ.
ઓછું (વિ) થોડું, જરાક.
વરાળ- જાઈ, શેવાળ.

પાઠ ૧૧૫ મો.

મેહ (ના) વરસાદ, મેઘ.
તરશે (ક્રિ) શોષે.
કૃપા (ના) મેહેરબાની.
ઘટે છે (ક્રિ) લાયક છે.

પાઠ ૧૧૬ મો.

સર્વવ્યાપક (વિ) બધે ફેલાયલો, બધે ફરતો.
આભાસ-(ના) ઉજાસ.
ખોળવું (ક્રિ) શોધવું.
અંતર-દિલ, ભીતર.
આકાશ-વાદળ, ગગન.
ચાસ (ના) હળે કરીને ખેતર માંજે લીટા પાડે છે તે.
કુણી (ના) રજકણ.
વિશ્વપતિ (ના) જગતનો ધણી, પરમેશ્વર.
આસપાસ-આસે પાસે.
વાસ (ના) રેહેઠાણ, મુકામ.
ધાર (ના) વેતરણ, તોડ.
નાત (ના) બાપ, ધણી.
જગતકર્તા (ના) જગતનો બનાવનાર, ઈશ્વર.
ઠાલું (વિ) ખાલી, અમથું.

(કવિતાનો સમ[illegible]ની). (૧૬).

આપણી આસેપાસે આકાશમાં ને ઘાસ તથા ચાસની પાસે પણ પરમેશ્વર છે, એવું મનમાં જણાય છે. (૧) આપણે ભોયતળીઆં નીચે ભોયમાં પેસી કંઈ છુપી વાત કરીને,

મનમાં કાંઈ ધાર રચીએ (દગાનો કે કોઈને મારવાનો), તે બધુ જગતનો બનાવનાર ઈશ્વર જાણે છે. (૨) એક જરા જેટલી રજ છુપાવવાને વાસ્તે આપણે ખાલી જગ્યા શોધીએ, તો કેથે પણ પરમેશ્વર વિના કોઈ જગ્યા ખાલી માલમ પડતી નથી. (૩)

---

પાઠ ૧૧૭ મો.

શ્વાસ (ના) દમ, સાસ.
નાડી (ના) નાડ, ધ્વની.
મુડદુ — લોથ, લાસ, સબ.
અણસમજુ (વિ) વગર સમજના, નાદાન.
ખાતરી (ના) નીશા, ખાતરજમા.

પાઠ ૧૧૮ મો.

ભાવ (ના) હેશ, ઉમંગ.
કુડી (ના) નઠારી, માઠી.
ઠાઠ (ના) ભપકો, દોર.
ઠાલો — ખાલી, અમથો.
ભેદ (ના) કારણ, પડદો.
આળ — તોહોમત, બટો.
છળ (ના) દગો, કપટ.
છુપાવવું — છાનું રાખવું.
શીખ (ના) શીખામણ.
પળી (ના) ધોળા બાળ, પરીઓ, સફેતી.
રૂડી (વિ) સારી, મઝાની.
ઠગાઈ (ના) ઠગબાજી, છળ ભેદ.
ખડેલું (ક) આખડેલું.
ડાઘ — કલંક, દુપણ, ઠપકો, એબ.
ગળી (ના) નામી શીએ એક જાતનો કાળો રંગ.) નીળ.

## (કવિતાની સમજુતી). (૨૭).

હું તમને સુજે સારી શીખામણ શીખવું તે ધ્યાનમાં લો, પણ નઠારા લોકની નઠારી શીખામણ માનો નહીં; ઉમંગથી ભણો ને છુપી વાતના ભેદ મનમાં સમજો, ને હે બાળકો એ વાતની ખરે તમે મનમાં રાખો. (૧) નઠારી ચાલન ચાલો ને સારી ચાલ ચાલો, ને ઠગબાજીનો ખાલી ઢોંગ તમે મુકી દો; કોઈનું ધરેલું રસ્તામાં પડેલું કે થે ખોએલું હોય, તે તમને જડે તો તુરત લઈને કોહો કે હમને જડેલું છે. (૨) જે માણસ કપટથી કે હીંમતે કોઈને છેતરીને વાત છાની રાખે, તો તેથી તેની આબરૂ ઘટે ને લોકોમાં કાળી ટીલી આવે; પછે જ્યાં સુધી સફેદ પળીઆં આવે (મરે ત્યાં સુધી) તે ગળીનો ડાઘ કેમે કરવો છુટતો નથી, એટલે (કાળી ટીલી) આવી હોય તે મટતી નથી. (૩)

### પાઠ ૧૧૯ મો.

વસ્તુ (ના.) ચીજ.

પ્રાણી (ના.) જેને જીવ છે, ને અહીંઆથી તહીં ફરી શકે છે તે.

મુલક (ના.) દેશ.

### પાઠ ૧૨૦ મો.

મોગરો (ના.) એક જાતનું સફેત ખુશબોદાર ફુલ.

ચંબેલી (ના.) એક જાતનું સફેત ફુલ.

સુગંધ (વિ.) વાસ, સોડમ.

સાધારણ (વિ.) વસેલા વાં-

બાની મધ્યમ·
સોરમ-સુગંધ,ખુસબો·
પુરૂષ(ના)મરદ,ભાયડો·
ભલમનસાઈ(ના)દાનાઈ
સાલસાઈ,ભલાઈ·
ગળપણ(ના)મીઠાસ·
પોચાઈ(ના)નરમાસપણું·

## પાઠ૧૨૧મો·

રસળવું(ક્રિ)લટકવું·
વાણોતર(ના)મેહેતો,ગુમાસ્તો·
ઉઘરાણી(ના)આપેલા પ-
ઈશાની માગણી·
પીતાંબર(ના)ઊંચું રેશમી
ધોટીઉં·
જાન(ના)ગામડે જવાનો લ-
ગનનો વરઘોડો·
નુકશાન(ના)બિગાડ·
દળણાં(ના)લોટ દળવાનું મ
જુરીનું કામ·
વેલા(ના)આપદા,વિપત·
કાપડીઓ(ના)દોશીવાણી
ઓ,કાપડવાળો·
જુન(વિ)હલકો,થોડો·
પગાર-મુસારો,મહિનો·
માલ(ના)સોદો·
વાયદો(ના)ઠરાવ,ઠરેલો
દાહાડો·

## પાઠ૧૨૨મો·

અબરખ(ના)એક જાતનો
સફેત પારદર્શક પડવાળો,
પથ્થર·
મદારી(ના)ખેલ કરનારા
જાદુગર·નટલોકો·
નીસર્યા(ક્રિ)નીકળ્યા·
સોંઘા(વિ)સસ્તા·
હર(વિ)દર,એકેક·
મગન(ના)ખુશી·
લેખવ્યું(ક્રી)ગણ્યું,ગણકાર્યું·

મજા (ના) રમુજ, ગમત.

પાઠ ૧૨૩ મો.

ગ્રહસ્ત (ના) મોટા કુળનું આ
બરૂદાર માણસ.
સમાલવા (ક્રૃ) તપાસવા.
લીડાલીડ (ના) કચડાકચડી.
ચંપાઈને (કૃ) દબાઈને.
વાસેલું (કૃ) દીધેલું.
પાડોશી (ના) પાસેના ઘરમાં
રેહેનારા.
ઉદાસ (વિ) દલગીર.
વીલે (વિ) ઝાંખે, ઝબવાણે.
રજા (ના) છુટી, બરતરફી.
ઠપકો (ના) દોષ.
ફેરો (ના) ચક્કર, આંટો.

પાઠ ૧૨૪ મો.

સ્વર (ના) અથી ઔસુધીમાં
નો ગમે તે એક અક્ષર.
બારાખડી (ના) પદ.
તોતડા (વિ) બોબડા.
વ્યંજન (ના) કથી ળસુધીમાં
નો ગમે તે એક અક્ષર.
જોડઅક્ષર (ના) જોડેલા હસ્તો.
અતડું (વિ) ખરાબ, તોછડું.
શબ્દ (ના) બોલ.

પાઠ ૧૨૫ મો.

ભાન (ના) વકુફ, સમજ.
ટેરવું (ના) ટેલું, અણી.
અવાળું (ના) અગાડીના ઉપ
લા દાંત ઉપરની સુવાળી જગો.
સ્પસ્ટ (ના) ખુલ્લું, સાફ.
વાક્ય (ના) બે અથવા તેથી
વધારે શબ્દ એકઠા થયાથી
જે ઇમારત બંધાયછે તે.
અડાડીને (કૃ) અરકાડીને.
ઉઘાડવું (કૃ) ખુલ્લું કરવું.

પાઠ ૧૨૬ મો.

કાળજી (ના) ધ્યાન, લીધે-

જાની, પેટક·

કબુલત (ના) કરાર, વચન·

મુચરકો (ના) કબુલાતનો લે-
ખ, દસ્તાવેજ;

મેળી (વિ) મેળવી·

વિરામચિન્હ (ના) વિસામો
લેવાની નીશાની·

અટકવું (ક્રિ) થોભવું·

ટપકું — ઝીણું મીઢું, બિંદુ·

ગુનેગાર (ના) અપરાધી·

દરજો (ના) મેરાઈ સુધી·

ચોખું (વિ) સાફ, ખુલ્લું·

પાઠ ૧૨૭ મો·

જવાબ (ના) ઉત્તર·

સંભાળ — તપાસ, નીઘા,

ઢબ (ના) રીત, છટા·

પ્રત્યેક — દરેક, હરએક;

શુદ્ધ (વિ) ખરી, સારૂ·

ઉતાવળ (અ) તાકીદ·

મહાવરો (ના) આભેપ·

નિયમ (ના) ધારો, કાયદો·

ધાંટો (ના) સાદ, સોર·

પાઠ ૧૨૮ મો·

બાળબોધ — બ્રામ્હણી·

લીપી (ના) ભાષા, બોલી·

અનુસ્વાર — મીંડું, બિંદુ·

ગુજરાતી — ગુજરાતની·

સળંગ — આખી, બધી·

ધર્મપુસ્તક — ધર્મની વાત-
ની ચોપડી·

મૂળાક્ષર — (ના) પેહેલા સરૂ
આતમાં શીખવાના અક્ષર·

ધોરણ (ના) રીત, રસ્તો·

બ્રામ્હણી (ના) બાળબોધ·

બોલી (ના) ભાષા, લીપી·

ઓળખવાને (ક્રિ) પીછાન-
વાને, જાણવાને·

પાઠ ૧૩૦ મો·

ઈનામ (ના) શીરપાવ, ખુશી
બદલ કાંઈ બક્ષીસ આપવું તે
વિશ્વાસ (ના) ભરોસો.

પાઠ ૧૩૧ મો.

મુશ્કેલ (વિ) અઘરૂં, મુશીબત.
ઉમેરવી (ક્રિ) વધારવી.
જોખવું (ક્રિ) તોળવું.

પાઠ ૧૩૨ મો.

ચતુર (વિ) શાણો, ડાહ્યો.
ઝવેરી (વિ) હીરા, માણેક વગે
રેનો વેપારી.
જવેરખાનું (ના) હીરા, માણે
ક, મોતી વગેરેનો ભંડાર ભ
રેલો તે.

પાઠ ૧૩૩ મો.

ધનવાન (વિ) પૈસાદાર.
ફેલ (ના) ઢોંગ, ધતુગ.
ઠસાવી (ક્રિ) પટાવી, સ-
મજાવી.

ફકીર (ના) સાંઈ, ભીખમાગ
નારો.
ધમકાવીને (ક્રિ) બુસ્કાવી
ને, ધમકી દઈને.

પાઠ ૧૩૪ મો.

ભાળ્યો — દીઠો, જોયો.
કાગ (ના) કાગડો.
પાંખાળો (વિ) પાંખવાળો.
રૂપાળો — સારો, મધુર.
ભોળું (વિ) નીખાલસ કપ-
ટી નહીં તે.
ખળ (વિ) લુચ્ચું, કપટી.
લક્ષણ — ગુણ, આચરણ.
દીસેછે (ક્રિ) દેખાયછે.

(કવિતાની સમજુતી)

(૫)

ઝાડ પર માળો બાંધવા
બેઠો એવા એક કાગડાને
જોયો. તે જોખવાળો બોલ-

તો હતો, પણ તેનો રાગ સારો હતો નહીં.

| પાઠ ૨૩ પમો. | પુસ્તક—ચોપડી, ગ્રંથ. |
| --- | --- |
| આંકડા—અંક, નંબર. | મેળવી (ક્રિ) સરખાવી, સુ |
| તરેહ (ના) રીત, પ્રકાર. | કાબલો કરી. |

## ભુગોળવિષે.

### (દિશાઓ)

સવાલ— છોકરાઓ, બોલો તો દિશાઓ કેટલી છે?

જવાબ—દિશાઓ ચાર છે; ઉત્તર, દક્ષિણ, પૂર્વને પશ્ચિમ.

સ— દિશાઓ કેમ પારખવી તે તમે જાણો છો?

જ— હાજી, સુરજ ઉપરથી, સુરજ ન દેખાતો હોય તો ધ્રુવ ના તારા ઉપરથી, અને તે તારો પણ નહી દેખાતો હોય તો વાહાણના હોકા યંત્રથી.

સ— પૂર્વ અને પશ્ચિમ દિશા કેમ જાણીએ?

જ—જે બાજુગમ રોજ સુરજ ઉગતો હોય તે પૂર્વ દિશા. અને સાંજે આથમતો હોય. તે પશ્ચિમ દિશા જાણવી.

સ— ત્યારે ઉત્તર અને દક્ષિણ દિશા કેમ જાણીએ?

જ— આપણે પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રેહેવું, તો જે બાજુગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર, અને

જેણીગમ આપણો જમણો હાથ આવે તે દક્ષિણ દિશા જાણવી.

સ– ત્યારે હોકા યંત્ર અને ધ્રૂવના તારા એકરીને દિશા કી રીતે જણાય છે?

જ– હોકાયંત્ર એટલે વાહાણનો ફુકો તે મોટા વાહાણોમાં ખલાસી લોકો રાખે છે, તે અંધારી રાતે તેમને બહુ કામ લાગે છે, તે હોકા યંત્રની શોય હમેશાં ઉત્તર દિશાની તરફ જ રેહે છે, તેમ ધ્રૂવનો તારાએ પણ ઉત્તર દિશાએ હમેશાં રેહેછે. એરીતે ઉત્તર દિશા જણાઈ એટલે પછી બીજી દિશા જાણવી સેહેલ છે. એટલું યાદ રાખીમુકવું કે ઉત્તરની સામી દક્ષિણ દિશા, અને પૂર્વની સામેની પશ્ચિમ દિશા છે.

## પૃથ્વી.

સ– પૃથ્વીનો આકાર કેવો છે?

જ– પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે.

સ– આપણે કેમ જાણીએ કે ગોળ દડા જેવો છે.

જ– જે લોકો પૃથ્વીના આસપાસ પ્રદક્ષિણા ફરી આવ્યા છે, તેમનાથી કારણો સાથે સાબિતી થઈ ચુકી છે તેથી જાણીએ છીએ કે પૃથ્વીનો આકાર ગોળ છે.

સ—પૃથ્વી ગોળ છે તેની સાબિતીનાં કારણો બતાવો?

જ— હાજી, તે સાબિતીનાં કારણો બહુ છે. ૧લું તો એ કે લોકો વાહણમાં બેસીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા સારૂં નીકળે છે, એને પૃથ્વીની આસપાસ પ્રદક્ષિણા કરે છે તો જ્યાંથી તેઓ પેહેલાં નીકળ્યાં હોય ત્યાં પાછા આવે છે. બીજું-જ્યારે ચંદ્રગ્રહણ થાય છે ત્યારે એક તરફ પૃથ્વી અને એક તરફ ચંદ્ર રેહે છે. તે વખતે પૃથ્વીની જે છાયા તે ચંદ્ર ઊપર ગોળ આકાર માલમ પડે છે. ત્રીજું- દક્ષિણ દિશા તરફથી ઉત્તર દિશા તરફ લોકો જય છે તો ઉત્તર ધ્રુવ નક્ષત્ર ઊંચું દેખાતું જણાય છે. ચોથું-પૃથ્વીના બધા દેશોમાં સુરજ બરાબર વખતે ઉગતો નથી. કોઈ દેશમાં વેહેલો-ને કોઈ દેશમાં મોડો કોઈ દેશમાં સહવાર પડે છે તો કોઈ દેશમાં બપોર થાય છે; કોઈ દેશમાં બપોર થાય છે તો કોઈ દેશમાં રાત પડે છે, ત્યારે તેનું કારણ પણ પૃથ્વી ગોળ છે તેથી છે.

સ— પૃથ્વીનો પરિઘ કેટલા માઈલ છે?

જ— આસરે ૨૫૦૦૦ માઈલ.

સ— પૃથ્વીનો વ્યાસ કેટલા માઈલ છે?

જ— આસરે ૮૦૦૦ માઈલ.

સ- પૃથ્વીની સપાટી કેમ બની છે?

જ- પાણી અને જમીન વડે.

સ- પૃથ્વીઉપર પાણી કેટલું છે ને જમીન કેટલી છે?

જે- જો આખી પૃથ્વીના બરાબર ત્રણ ભાગ કરીએ, તો તે માંના બે ભાગ કરતાં વધારે પાણી છે, અને બાકીની જમીન છે.

વ્યાખ્યા.

સ- છોકરાઓ ગોળોની તમે નકશો જોયો છે, નકશો તે શું?

જ- હાજી, નકશો એટલે આખી પૃથ્વી કે તેનો કોઈ ભાગ, કે દેશ કે શેહેર વગેરેનો જે નમુનો તે.

સ- દેશ કોને કહીએ?

જ- જેમાં ઘણાએક પ્રાંતો, ઈલાકા વગેરે આવેલા તે.

સ- પ્રાંત કોઈને કહીએ!

જ- જેમાં ઘણાએક સંસ્થાન, જીલ્લા તથા મહાલ આવેલા તે.

- ઈલાકો એટલે શું?

- જેમાં ઘણાએક શેહેરો તથા ખંડિઆ મુલકો આવેલા તે.

સ- જીલ્લો કોને કહીએ?

જ- જે ઘણાએક પ્રગણાઓ મળી થયલો તે.

સ- પ્રગણું એટલે શું?

જ–જેમાં નાનાં નાનાં ગામો પણ આવીને એક તાલુકો બં ધાયલો તે.

સ–ગામ કોને કહીએ?

જ–જ્યાં કે થોડાંક ઝુપડાં (ઘર) ની વસ્તી હોય તે ગામ.

સ–ત્યારે ગાંમડું કોને કહીએ?

જ–જ્યાં ઘણાંજ થોડાં ઝુપડાં જેવાં ઘરની વસ્તી હોય તે.

સ–તાલુકો એટલે શું?

જે–જે પ્રગણું કરીને કેહેવાય છે તે.

સ–કસબો કોને કહીએ?

જ–પ્રગણાનું જે સોથી મોટું ગામ તે કસબો.

સ–શેહેર કોને કહીએ?

જ–જ્યાં મોટાં મોટાં છોબંધને હારબંધ ઘરો બાંધેલાં હોય, અને જ્યાં સારાં સારાં ચોટાં તથા બજાર હોય ને જ્યાં ધમ ધોકારે સારો વેપાર ચાલતો હોય તે.

સ–બંદર એટલે શું?

જ–નદી કે દરીઆ કાંઠે વેપારના મથકનું જે શેહેર આ વેલું તે જાણીજે.

સ–રાજધાની એટલે શું?

જ–રાજગાદીનું જે મોટું શેહેર તે.

સ- સંસ્થાન એટલે શું?

જ- રાજાઓના જે વસાવેલા જે નાના નાના ખંડિઆ મૂલક તે.

સ- પૃથ્વી ઉપર પાણીના ક્યા ક્યા લાગો થયલા છે?

જ- નદી, સરોવર, અખાત, ઉપસાગર, સામુદ્રધુની સમુદ્ર મહાસાગર.

સ- પણ પાણીના મોટા લાગો કેટલા છે? અને તે દર એકને શું કેહે છે તેનાં નાંમો દો?

જ- તે પાંચ છે. અને તેમાંનાં દર એકને મહા સાગર કે હે છે, તેમનાં નાંમ; ઉત્તર મહા સાગર, દક્ષિણ મહાસાગર, આટલાન્ટિક મહાસાગર. પાસિફિક અને હિંદી મહાસાગર.

સ- પૃથ્વી ઉપર જમીનના ક્યા ક્યા લાગો થયલા છે?

જ- બેટ, સંયોગી ભૂમી. ભૂશીર, દીપકલ્પ અને ખંડ.

સ- પંણ જમીનના સોથી મોટા લાગો કેટલા થયલા છે? અને તે દર એકને શું કેહે છે. તેનાં નાંમો દો.

જ- તે ચાર છે, અને તેમાંનાં દર એકને ખંડ કે હે છે. તેમનાં નાંમ; યુરોપ, એશિઆ, અને અમેરિકા. એ શિવાએ એક પાંચમો ખંડ છે. તેને "આસ્ત્રોલિઆ" કેહે છે.

સ- અમેરિકા ખંડના કેટલા લાગ થયલા છે?

જ- બે, ઉત્તર અમેરિકા ને દક્ષિણ અમેરિકા.

સ- નદી કોને કહીએ?

જ- જે પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી
નીકળીને ઢળતી જગ્યામાં થઈને સમુદ્રને મળેછે તે.

સ- સરોવર કોને કહીએ?

જ- આસપાસ ચો તરફ જમીન આવેલી ને વચમાં પાણી તે.

સ- અખાત કોને કહીએ?

જ- જમીન ઉપર ઘણો લાંબો ગયલો સમુદ્રનો જે ફાંટો તે.

સ- ઉપસાગર કોને કહીએ?

જ- અખાતનું મોં પોહોળું થયલું તે.

સ- સામુદ્રધુની તે શી?

જ- જે સાંકડો પાણીનો લાગ પાણીનાં બે મોટા લાગ
ને સાંધે છે તે.

સ- સામુદ્રધુની ને સરોવરથી ઉલટું શું?

જ- સામુદ્રધુનીથી ઉલટું સંયોગી ભુમી ને સરોવરથી
ઉલટું બેટ.

સ- સમુદ્ર, સાગર કે દરિયો કોને કહીએ?

જ- માહાસાગર કરતાં નાનો જે પાણીનો લાગ તે.

સ— ત્યારે મહાસાગર એટલે શું?
જ— માહાસાગર એટલે મોટો સાગર અથવા દરિઆ; પૃથ્વીઉપર ખારા પાણીનાં પાંચ ભાગ કીધાછે તે- માંનો જે એકેકો ભાગ તે.
સ— બેટ કોને કહીએ?
જ— ચો તરફ ફેરતું પાણી, ને વચમાં જમીનનો ભાગ તે.
સ— સંચોગી ભુમી એટલે શું?
જ— સાંધનારી જમીન; (જે સાંકડો જમીનનો ભાગ જમી નના બે મોટા ભાગને સાંધે છે તે.)
સ— ભુશીર, ભુશલાકા અથવા કેપ કોને કહીએ?
જ— જે જમીનની અણી લાંબી વધીને સંસુદ્રમાં ગયેલીતે.
સ— દ્વીપકલ્પ કોને કહીએ?
જ— જે જમીનનો ભાગ આસપાસ ત્રણ બાજુએ પાણી, અને એક બાજુએ જમીનથી વીટાયલો તે.
સ— ખંડ કોને કહીએ?
જ— જમીનના મોટા ભાગ જેમાં ઘણાં દેશો આવેલા હો ચ છે તે.
સ— ડુંગર, પહાડ, અને પર્વત કોને કહીએ?
જ— જમીન ઉપર જે મોટા ટેંકરા હોય તે ડુંગરા; એવા

ઘણા ડુંગર સાથે જોડાઈને પૃથ્વીની સપાટીથી ઘણા ઉંચા ગએલા તે પાહાડ; અને એવા એવા ઊંચા પાહાડ જોડાઈને સાથે લાંબા પથરાયલા તે પર્વત કેહેવાય છે.

સ- ખાડી કોને કહીએ?

જ- સમુદ્રને મળવાની આગમચ ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મુખ જે પોહોળું થાય છે તેને ખાડી કેહે છે.

સ- નદીનું મુળ અને મુખ તે શું?

જ- જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળે છે તે ઠેકાણાને મુળ, અને જ્યાંહે નદી સમુદ્ર અથવા દરિઆને મળે છે તેને મુખ કહે છે.

## મુંબઈ બેટનું વર્ણન.

આરબી સમુદ્રમાં મુંબઈ બેટ આવેલો છે. મુંબઈ શેહેરની દક્ષિણ બાજુએ કોલાબા, બેકબે, અને ચોપાટી; પૂર્વમાં મુંબઈનું બારૂં, શિવરી અને મીઠાના અગર; પશ્ચિમમાં મહાલક્ષ્મી, ખબાલા, વરલી અને માહીમ; ઉત્તરમાં માહીમ, ધારાવી, સાયન, મનમાલ, માટુંગા અને ગવરી; મધ્ય ભાગમાં દાદર, વડાલા, નાયગામ, પરેલ,

ચીંચપોગલી અને મીનડગુંર મંડળી, એ સીવાય તારદેવ, ગીરગાંમ, કામાટી પુરા, ખેતવાડી, ખારા તળાવ, લાયબ ળા, મતાર પાખડી, મનગાંમ, લુલેશ્વર, ઉમરખાડી, મારકી ર માંડવી, ધોબી તલાવ, અને કોટ. નૈરૂત્ય કોણમાં વાલુકે શ્વર, જ્યાં ગવરનર સાહેબનો બંગલો છે, તથા હિંદુ લોકનું દેવળ છે. વાવ્યકોણમાં વળી વડો દરા રેલવેનો સ્ટેશનો જે મુંબઈમાં આવેલાં છે તેના નાંમ; કોલાબા, ચર્ચગેટ, મ રીન લાઈન, ચરની રોડ, ગ્રાંટ રોડ, મહાલક્ષ્મી પરેલ, દાદર, માહીમ; જી. આઈ. પી. રેલવેનાં સ્ટેશનો જે મું- બઈમાં આવેલાં છે તેના નાંમ– બોરી બંદર, મસીદ બં દર, ભાયખલા અને ચીંચપોગલી, પરેલ દાદર.

બંદરો– નીકલ બંદર, માલેટ બંદર, એલફીનસ્ટ ન બંદર, કર્નાક બંદર, મસીદ બંદર, મનગાંમ બંદર, પા લવ બંદર, ટાંક બંદર અને બોરી બંદર છે. ગોદી ત્રણ છે, કોટની, મનગાંમની અને ત્રીજી એલફીનસ્ટન બંદ- રની. કોલાબામાં જાણવા લાયક જગ્યાના નાંમ. દીવા દાંડી, લુંનેટીક એસાયલમ, અને કોલાબા અબઝરવેટ- રી, પાંડેની ધર્મશાળા;

તળાવ– નાયગાંમ, પરેલ, કાવસજી પટેલનું તળાવ;

જાંબુલાનું તળાવ, સાંકળાયું તળાવ, મુંબાદેવી, બુલેશ્વર, વાલુકેશ્વરનું તળાવ, અને મહાલક્ષ્મીનું તળાવ. કોટમાં- જાણવા લાયક જગ્યાનાં નાંમ; ટાઊન હાલ, હાઈકોર- ટ, તાર હાફીસ, સેક્રેટરીએટ હાફીસ, જનરલ પોસ્ટ- હાફીસ, એલફીનસ્ટન સરકલ, ખ્રીસ્તીલોકોનું દેવ- ળ, અને ગોદી, ટાંકસાળ, બાયખળાના બતાપર જા- ણવાલાયક જગ્યાના નાંમ; જમશેદજી જીજીભાઈના- હાસ્પીતાળ, વિક્ટોરિઆ ગાર્ડન, અને એલફીન- સ્ટન કાલેજ.

શેહેર— હીંદુસ્તાનના પશ્ચિમ કીનારાપર એક ટાપુમાં મુંબઈ શેહેર આવેલું છે. તે એક અગત્યનું બંદર છે. અને અંગ્રેજ સરકારનું પશ્ચિમતરફનું મુખ્ય શેહેર છે. મુંબઈ બેટ ઈ૰ સ૰ ૧૬૬૨માં પોર્તુગાલના રાજાએ બીજા ચાર્લસ રાજાને કન્યાદાનમાં આપ્યો હતો. એ સપાટ મેદાન છે. તેનાં આજુ બાજુએ કેટ લાક ઊંચા ડુંગરા આવેલા છે, એ સપાટ મેદાન ૧૧ મૈ લ લાંબું અને ૩ મૈલ પોહોળું છે. એ બેનો ઘેરાવો ૨૦ મૈલકરતાં વધારે છે. કોટ અને બાહારકોટ મળી મુંબઈ શેહેરની વસ્તી ૬,૫૦૦૦૦ માણસની છે એ વ-

સ્તીમાં ઘણું કરિને પારસી, હિંદુ, ભાટિઆ, ખોજા વગેરની ઘણી છે. તેઓ ઘણા પૈસાદાર વેપારી, અને ખોરૂપીઆના ધણી છે. લંડન બાદ કરતાં અંગ્રેજી રાજ્યમાં એ મોટામાં મોટું શેહેર છે. ઘણું કરી એમાં ગુજરાતી અને મરાઠી ભાષા બોલાય છે. પણ વેપારના અર્થે દુનિઆના જુદા જુદા ભાગોમાંથી આવેલા લોકો અંગ્રેજી, હીંદુસ્તાની વગેરે ભાષા બોલે છે. રંગારા, ચમાર, કંસારા, તથા બીજા કારીગરો પોતાનો હુનર એ બેટમાં કરે છે; પરંતુ સૌ કરતાં વધારે મોટો ધંધો સુતર કાંતવાનો ને કાપડ વણાવાનો છે. એ બેટમાં વરાળ અંત્રથી ચાલતાં કાંતવાનાં, વણવાના, તથા ગાંસડી દાબવાના હાલમાં ૪૦ કરતાં વધારે કારખાનાં છે. અને તેમાં ૨૫૦૦૦ કરતાં વધારે માણશાની રોજી ચાલે છે. ખેતીનાં પાકમાં ડાંગર મુખ્ય છે. લીંડી પણ થાય છે. તથા વનસ્પતી પણ ઘણી પાકે છે. દરિઆના પાણીને વધતાં અટકાવી જમીન પર રેલવે બાંધી સાષ્ટીના સાથે મુંબઈના ઉત્તર ભાગને હાલમાં જોડી લીધો છે. બાકી બધી બાજુએ દરિઓ આવેલો છે. દુનિઆમાં સૌથી મોટામાં મોટું બંદરોમાંનું એ એક બંદર

છે. તેમાં વાહાણો ને આગબોટો, નીરંતર જ આ બંધરે રેહે છે.
અને તે દુનિઆના સઘળા લાગો તરફ આવજા કરે છે.

એ બંદર એટલે મુંબઈ શેહેર ઘણું શોભાવતું અને અને જોવા લાયક છે. અહિંયાં વિલાયત વગેરે બહાર દેશાવરથી ઘણાક જાત જાતના યંત્રો તેમજ કાપડ, ચીનીબાનું, રેશમ, જરીઆણું, વગેરે પુષ્કળ માલ આવે છે; અહીંઆના ઘરોની બાંધણી ઘણીજ ઊંચી અને સરસ છે; જમીન પથ્થરની છે તેથી પાણી આગળ તો કંઈ બહુસારાં ન હોતાં; પણ હાલ દુરથી તળાવમાં નળો મુકી પાણી લાવેલાં છે તેથી હાલ તે સારાં થયાં છે. ઈલાકાનું મોટું શેહેર એ છે તેથી એની સૌથી મોટા દરજાની ઈનસાફની કચેરી અહીંયાં છે. ઈલાકાના ઉપરી વડા અધિકારી નામદાર ગવરનર સાહેબ બાહાદુર પણ અહિંઆ રેહે છે.

સમાપ્ત.

સૂચના:-

આ ચોપડી તથા બીજી કેટલાએક ચોપડીઓ ગુજરાતી તથા શાસ્ત્રી, મુંબઈમાં રામવાડીના નાકાપર જગન્નાથ-રામચંદર એઓના દુકાનમાંથી વેચાતી મળસે. પૈસા રોકડા લેવામાં આવસે.